પરમપૂજ્ય શ્રી જયન્દ્રપુરી સ્વામીજીનાં

અમૃત વચનોને આધારે

પતિવ્રતા ને પત્નીવ્રતના ધર્મ.

તથા

# પતિવ્રતા ધર્મનું પ્રાબલ્ય ને ભક્તિ.

છપાવી પ્રસિદ્ધ કરનાર


**ડાહ્યાભાઇ ઘેલાભાઈ પંડયા. સિનિયર.**

પેનશનર મહેતાજી, મુ. કઠલાલ.

હાલ અમદાવાદ એડવાન્સ મીલ.



આવૃત્તિ ૧ લી : : પ્રત ૧૨૦૰





સંવત ૧૯૮૭ : ઈ. સ. ૧૯૩૧

કિંમત ચાર આના.



ब्रह्मनिष्ठ श्रीमत्परमहंस परिव्राजकाचार्य श्री १०८
स्वामी श्री जयेन्द्रपुरीजी महाराज ( मण्डलेश्वर )
टेडीनीम गोविन्दमठ-काशी.

પરમપૂજ્ય શ્રી જયેન્દ્રપુરી સ્વામીજીનાં

અમૃત વચનોને આધારે

# પતિવ્રતા ને પત્નીવ્રતના ધર્મ

તથા

# પતિવ્રતા ધર્મનું પ્રાબલ્ય ને ભક્તિ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ડાહ્યાભાઈ ઘેલાભાઈ પંડ્યા. સિનિયર.**

પેનશનર મહેતાજી, મુ. કઠલાલ.

હાલ અમદાવાદ એડવાન્સ મીલ.

આવૃત્તિ ૧ લી : : પ્રત ૧૨૦૦



સંવત ૧૯૮૭ : ઈ. સ. ૧૯૩૧

કિંમત ચાર આના.

ॐ

# અર્પણ પત્રિકા

પૂજ્યપાદ શ્રીમન્ બ્રહ્મનિષ્ઠ શ્રી પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ જયેન્દ્રપુરીજી મહારાજ ટેડીનીમ ગોવિંદમઠ કાશીજીની પવિત્ર સેવામાં સેવકના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પૂર્વક વિનંતી કે—આપશ્રી ગયા ચાતુર્માસમાં અત્રે ( અમદાવાદમાં ) પધારી ઉપનિષદ્‌ની કથાનું જિજ્ઞાસુ જનોને અમૃતપાન કરાવેલું; તેમાં પતિ પત્નીનાધર્મ , પતિવ્રતા ધર્મનું પ્રાબલ્ય, તથા ભકિત વિષેના અમૃત વચનોનું પણ શ્રવણુ કરાવેલું, તે પવિત્ર વચનો આ પુસ્તક દ્વારાએ બહાર પાડી આપની પવિત્ર સેવામાં અર્પણુ કરવામાં આવે છે તે સ્વીકારી લેવા કૃપાવંત થશોજી.

લિ. આપનો નમ્ર સેવક.

**પંડયા ડાહ્યાભાઈ ઘેલાભાઈના**

સાષ્ટાંગ દંડવત્ પ્રણામ સ્વીકારી લેશોજી.



ॐ

# પ્રસ્તાવના

આ જગતમાં પ્રભુએ અનેક પ્રકારનાં પ્રાણી વનસ્પતિ વગેરે બનાવ્યાં છે તેમાં મનુષ્ય સૌથી ઉત્તમ છે. તે પોતાના શા ધર્મ છે તે સમજે છે. જે પોતાના ધર્મ સમજતાં નથી તેમને પશુ તુલ્ય ગણવામાં આવે છે. ધર્મ ઘણી પ્રકારના છે પણ આ લઘુ પુસ્તકમાં પતિપત્નીના ધર્મ, પતિવૃત્તા ધર્મનું પ્રાબલ્ય ને ભક્તિ એ વિષે વિવેચન કરવામાં આવ્યું છે.

આ પુસ્તક બ્રહ્મનિષ્ઠ શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ સ્વામી શ્રી જયેન્દ્રપુરીજી મહારાજ (મંડળેશ્વર) ટેડી નીમ ગોવિંદ મઠ કાશી એમનાં અમૃત વચનો કથામાં શ્રવણ કરેલાં તેની નોટ કરેલી તે લખી સર્વ જિજ્ઞાસુજનોના હિતાર્થે છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ પુસ્તકમાં નીતિ, ધર્મ, આચરણ, ભક્તિ વગેરેનું વિવેચન છે તેથી વાંચનારને અવશ્ય લાભ થાય તેમ છે. માટે સર્વ ભાઇઓ-અને બેનો આ પુસ્તકનો લાભ લેશો એમ આશા છે-આ લઘુ પુસ્તક લખવામાં મારો પ્રથમ પ્રયાસ છે માટે દોષ જણાય તે દરગુજર કરશોજી.

ફાલ્ગુન
૧૯૮૭ કૃષ્ણ પ્રતિપદા } ઠાકોરભાઇ ઘેલાભાઇ પંડયા

ૐ

# અનુક્રમણિકા.

૧૫૭૩૪

# પતિવ્રતા ને પત્નીવૃતના ધર્મ

તથા

# પતિવ્રતા ધર્મનું પ્રાબલ્ય અને ભકિત.

---

**૧ પતિવ્રતા ને પત્નીવૃત ધર્મથી લાભ**—ધર્મ ઘણી પ્રકારના છે જેવા કે વર્ણાશ્રમ, સામાન્ય, મનુષ્યધર્મ વગેરે ઘણા છે, પણ આ ઠેકાણે બધાંનું વિવેચન ન કરતાં પતિવ્રતા ને પત્નીવ્રત ધર્મ અતિ ઉત્તમ છે; તેનું વિવેચન કરવાનું છે. એથી નીચે પ્રમાણે લાભ થાય છે.—૧ ઉત્તમ કુળમાં જન્મ, ૨ સુંદર શરીરની પ્રાપ્તિ. ૩ ધર્મપરાયણતા, ૪ સૌભાગ્ય. ૫ દીર્ઘાયુષ્ય, ૬ ધન, ૭ વિદ્યા, ૮ ઉત્તમ યશ, ૯ સામ્રાજ્ય, વગેરે પ્રાપ્ત થાય છે. વળી પ્રભુ પણ તેને સહાય કરનાર ને રક્ષણકર્તા થાય છે, ભયમાંથી છોડાવે છે, સ્વર્ગમાં લઇ જનાર છે. ધર્મ બરાબર ન પાળે તો ખોટા વર્ગમાં પણ લઇ જાય છે. માટે સકામ, ને નિષ્કામ કર્મ સમજ પૂર્વક કરવાં

કર્મ બે પ્રકારે થાય છે. પહેલું સકામ, એથી આ લોકમાં દ્રવ્યપ્રાપ્તિ ને સંસારનું સુખ મળે છે. ને નિષ્કામથી બ્રહ્મલોકની પ્રાપ્તિ ને જન્મમરણ મટે છે.

**૨ પતિ-પત્નીના ધર્મ**—જ્યારે વરકન્યાનાં એક બીજા સાથે લગ્ન થાય છે, ત્યારે હાથે લાલ દોરા વડે મીંઢળ બાંધવામાં આવે છે એ કલ્યાણનો માર્ગ સૂચવે છે. તેમાં લાખ ને લોઢું બંને હોય છે. સ્ત્રી પતિવ્રતા ધર્મ તજે તો લાખ જેમ દેવતાપર ધરવાથી ઓગળી જાય છે તેમ એનું ઐશ્વર્ય જીર્ણ થાય છે. ને પતિવ્રતા ધર્મપરાયણ રહે તો લોઢાના જેવો તે ધર્મ વજ્ર સમાન થાય છે. એ પ્રમાણે

પુરુષે પણ પોતાનો પત્નીવ્રત ધર્મ પાળવાનો છે. એક બીજાનાં પીઢળ છોડી જે પરસ્પર બાંધે છે તે એમ સૂચવે છે કે બંને જણે ધર્મ-પરાયણ રહેવું ને એક બીજાને મદદ કરવી.

પતિવ્રતા સ્ત્રીએ પોતાના ધણી સિવાય બીજા કોઇ પણ પુરુષ પર દૃષ્ટિ કરવી નહિ. ને તે બધા પુરુષોને પણ પોતાના જેવી સ્ત્રીઓ છે એવી દૃષ્ટિથી જોવું. જે સાડાત્રણ ફેરા ફેરવે છે તે એમ સૂચવે છે કે બંનેએ સંપીને ચાલવું. એમાં બંનેનું કલ્યાણ બતાવે છે. એ બંનેનો પ્રેમ વજ્ર જેવો દર્શાવે છે. પરમાત્મા એમનું રક્ષણ કરે છે. એમની દેવ પણ ઇચ્છા કરે. એથી પ્રભુની આજ્ઞા પણ પળાય છે. પરદ્રવ્ય, પરદારા, પરદ્રોહ ન કરવો. એવા પુણ્યવાન ને પતિવ્રતા ને પત્નીવૃત સ્ત્રી પુરુષો ગંગાજીને પણ પાવન કરે છે. ગંગાજી કહે છે કે મારા જલમાં ઘણાં માણસો આવી નહાય છે, તેથી મારૂં જલ ને હું અપવિત્ર થઇએ છીએ. તેથી મારા જલમાં આવાં સ્ત્રી પુરુષો નહાય તો તેથી મને ને મારા જલને પાવન કરે. વળી દેવ પણ આવાં સ્ત્રી પુરુષથી પ્રસન્ન થાય છે–દેવ દર્શન દે છે. નરસિંહ મહેતાને દર્શન થયાં હતાં, મીરાંને દર્શન દીધાં હતાં, વિષનો પ્યાલો અમૃત સમાન કર્યો હતો, કબીરને સહાય કરી હતી, યુધિષ્ઠિરના યજ્ઞ વખતે કૃષ્ણ ભગવાને જમનારનાં પત્રાળાં ઉપાડયાં હતાં, ધર્મથી જ્ઞાન થઇ મુક્તિ મળે છે, ધર્મથી દેવ પ્રસન્ન થાય છે, માટે રાજાએ કે સૌ કોઇએ ધર્મનું પાલન કરવું, તેથી પરમાત્મા ખુશી થાય છે ને સહાય પણ કરે છે.

૩ **પતિવ્રતાના ધર્મ**—૧ મારા પતિ જેવો બીજો કોઇ નથી. કામભાવના બીજાપર જાય નહિ. ૨ પોતાના ધણી કરતાં બીજો ગમે તેવો મોટો હોય, પૈસાવાળો હોય, આબરૂદાર હોય, તો પણ પોતાના પતિ સમાન તે નથી એમ ભાવના કરવી. મોટા હોય તો પિતા, સમાન હોય તો ભાઇ ને નાનો હોય તો પુત્ર સમાન ગણવો.

૩ પોતાનું બ્રહ્મચર્ય ન્યૂન છે, ધર્મવિચાર, કુલવિચાર, વેદવિચારથી ધર્મમાં રહે તે. ૪ પતિવ્રતાપણું ભયથી અવસર વિના રહે એ અધમ છે; માટે પોતાનો ધણી રોગી હોય, મૂર્ખ હોય, અપંગ હોય, ગાંડો હોય તો પણ તેને પ્રભુ તુલ્ય માની બીજા પુરુષપર નજર ન કરવી, એ પતિવ્રતા સ્ત્રી જાણવી.

ઉપર પ્રમાણે ચાર પ્રકારના ધર્મ પતિવ્રતા સ્ત્રીના છે. સીતાજીને અનસુયાએ બોધ કરેલો તે એ કે ૧ ઉત્તમ પતિવ્રતા ધર્મ–એક સ્વપ્નામાં પણ બીજો પુરુષ આવે નહિ. મતલબ કે પોતાનું ચિત્ત અંતરાત્મામાં હોવું જોઇએ. ૨ મધ્યમ પતિવ્રતા બીજા પુરુષોને જે પોતાથી મોટા હોય તે પિતા સમાન, બરોબરીઓ ભાઈ સમાન, ને નાનો હોય તો તેને પુત્ર સમાન ગણવો. ૩ કનિષ્ટ ધર્મ–ધર્મનો વિચાર, કુલનો વિચાર, પરમાત્માની આજ્ઞા ન લોપાય એવા વિચાર કરનાર તે. ૪ કનિષ્ટતર (અધમ) અવસર ન મળવાથી વ્યભિચાર થાય નહિ, મોટાઓના ભયથી ન થાય આ પતિવ્રતા ધર્મ અધમ છે.

૪ **ગૃહસ્થાશ્રમીનો વ્યવહાર**—આ દંપતિએ એક બીજાના પર પ્રેમ રાખવો ને બીજાંની ભાવના ન કરવી. મનુ ભગવાન કહે છે કે સ્ત્રીઓએ પતિની આજ્ઞા વિના એકાદશીવ્રત તેમ જ બીજું કોઈ પણ પ્રકારનું વ્રત કરવું નહિ, કેમકે પતિ પોતાનો દેવ સમાન છે. માટે તેની આજ્ઞામાં રહેવું એ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે. તેજ પ્રમાણે ગુરુમાં પણ તેવોજ ભાવ રાખવો, તેથી તે ભાગ્યશાળી થાય છે. એક લવ્ય નામનો ભીલ હતો. તેનો ગુરુમાં ભાવ હોવાથી મૃત્તિકાની ગુરુની મૂર્તિ બનાવી તેમાં પૂજ્યભાવ રાખી ધનુર્વિદ્યા શીખ્યો હતો. પતિવ્રતાએ પોતાનો ધણી ખોટો હોય, મૂર્ખ હોય તે નર્કમાં ગયો હોય તો પણ પતિવ્રતા સ્ત્રી તેને સ્વર્ગમાં લઇ જાય છે. પતિની સેવાથી મોક્ષ થાય છે. માટે સ્ત્રીઓએ પાણીગ્રહણ કરી સાધ્વી સ્ત્રીએ પોતાનાં આચરણ–પતિનું એક પણ વચન ઉલ્લંઘન ન કરવું એવાં

રાખવાં તેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. બીજાથી થતી નથી. મનુ ભગવાન કહે છે કે કોઈ બાઇનો માલીક મરી જાય તો બાઇએ સમજવું કે મારો પતિ અંતર્યામી છે. માટે બ્રહ્મચર્યથી ચલવું નહિ. જન્મ પર્યંત બ્રહ્મચારિણી રહેવું ને પ્રભુ તરફ મનનો પ્રવાહ ચલાવવો—કદી ધર્મથી ડગવું નહિ, અથવા પતિ સાથે બળવું. એ સિવાય બીજા પુરુષ સાથે સંબંધ ન કરવો. મનુ કહે છે કે પતિ મરી જાય, ખાવાનું ન હોય, તો ફળાહાર અથવા બીજી જે કાંઇ ખાવાની ચીજ મળી આવે તેથી ગુજરાન ચલાવવું તે સારૂં છે. કારણ કે એથી શરીર ક્ષીણ થાય છે, તેથી વિષયો પર ચિત્ત જતું નથી.

૫ **વિધવા સ્ત્રીના ધર્મ**—પ્રભુ સિવાય બીજાનું નામ લેવું નહિ. વળી આવે પ્રસંગે પ્રભુનાજ જપમાં મન લગાડવું, મરણ પર્યન્ત બ્રહ્મચારિણી રહેવું, કષ્ટ પડે તો પણ ડરવું નહિ, ને પોતાનો નિયમ ભંગ કરવો નહિ. નિયોગ કરવો એટલે બીજાની સાથે સંબંધ કરવો એમ કહ્યું છે તે પણ મનુ ભગવાનના કહે છે. કારણ કે એથી સનાતન ધર્મ સચવાતો નથી. ધર્મથી ભ્રષ્ટ થાય છે ને ધર્મ પુંજાતો નથી, તેથી પતિવ્રતાના ધર્મ ભંગ થાય છે. માટે અખંડ બ્રહ્મચર્ય પાલવું એવું શાસ્ત્રમાં કહેલું છે. વિષય સેવનથી કોઇની તૃપ્તિ થઇ નથી, ભોગથી અધિક અધિક વાસના થાય છે, ને તેથી કલ્યાણ થતું નથી; પણ દુઃખજ થાય છે. વળી ખોટી વાસના થવાથી નર્કમાં જવાય છે. એનાથી કાંઇ પણ પરમાર્થ થતું નથી, માટે વિધવા સ્ત્રીએ પરમાત્મામાં જ મન લગાડવું. જેથી આ લોક ને પરલોક બગડે નહિ. પતિ નર્કમાં હોય તો તે સ્વર્ગમાં લઇ જાય છે. ને કલ્યાણ થાય છે. આથી શંકા થાય છે કે પુરુષ ે ક, બે. ને તેથી વધારે પણ સ્ત્રી કરે છે. તો સ્ત્રીએ શાં પાપ કર્યા, કે તે ન કરે. તો તેનો અર્થ એકે એક બદમાસ થયો તો શું બીજાએ બદમાસ થવું? એવી શાસ્ત્રની આજ્ઞા નથી. માટે બ્રહ્મચર્ય પાળી કલ્યાણ

કરો, યજ્ઞાદિ કરવામાં સ્ત્રી પુરુષ બેની જરૂર છે. કારણ કે તે વિના યજ્ઞાદિ કર્મ થતાં નથી. તેમાં સ્ત્રીની જરૂર છે. સર્વેએ સત્કર્મો કરી બ્રહ્મને ઓળખવું. સ્ત્રીએ એક વિના બીજો ત્રીજો એમ ધણી કરવા એ ખોટું છે. સ્ત્રીઓને માટે બાર દઈ વધારે કહેવામાં આવે છે. કારણ કે સ્ત્રીએ સંસારની જડ છે. પુરુષે પણ એકવાર વિવાહીત થયા પછી સ્ત્રી મરી જાય તો બીજીવાર સ્ત્રી કરવી નહિ. વિધવા સ્ત્રીને પુનર્વિવાહ કરવાની શાસ્ત્રમાં આજ્ઞા નથી. ઘણા લોકો કહે છે કે પુનર્વિવાહ કરવો પણ એ કહેવું ખોટું છે. માટે સ્ત્રીઓને ધર્મનો ઉપદેશ કરો એથીજ કલ્યાણ થાય છે. કાશી ખંડમાં લખ્યું છે કે ધણી મરવાથી વિધવા પોતાના ધર્મનું પાલન કરે તો ધણી નર્કમાં હોય તો પણ તેને સ્વર્ગમાં લઇ જાય છે. ને ધર્મથી ખંડન થાય તો ધણી સ્વર્ગમાં ગયેલો, માતા પિતા સ્વર્ગમાં ગયેલાં તે સૌ પાછાં આવે છે. ને બીજા સાથે સંબંધ કરે તો પણ નર્કમાં જાય છે. કાશીપુરાણમાં કહ્યું છે ને નિર્ણયસિંધુમાં પણ કહેલું છે કે સ્ત્રી વિધવા થાય તો તેણે સુંદર કપડાં પહેરવાં નહિ, સારૂં સારૂં ભોજન કરવું નહિ, પલંગમાં સૂવું નહિ, રજોગુણી પદાર્થ–તેલ. ફુલેલ તેલ, શણગાર, વગેરે આભૂષણ ને અલંકાર ધારણ કરવાં નહિ. એથી રજોગુણની વૃદ્ધિ થઇ કામવૃત્તિ પ્રેરાય છે, તેથી માઠા પરિણામ આવે છે. નિર્ણયસિંધુ એ ધર્મ શાસ્ત્રનો ગ્રંથ છે. વિધવાને કેશ રૂપી બેડી ન જોઇએ કેશ ગુંથે છે એ બંધન છે. તેને તેલ ન જોઇએ માથું મુડાવી નાંખવું. કેશ કોઇ તીર્થવાળી જગાએ જઇ કાઢી નંખાવવા. રાજસ્ પદાર્થ ન ખાવા, રાજસ્ વસ્ત્ર ન પહેરવાં સાત્વિક ખોરાક ને સાદાં કપડાં શરીરની મર્યાદા સચવાય તેવાં પહેરવાં. વળી કાંસાના વાસણમાં જમવું નહિ. સન્યાસી, બ્રહ્મચારીએ ને વાનપ્રસ્થે ને વિધવાએ કાંસાની થાળીમાં ભોજન કરવું નહિ. એમ ધર્મશાસ્ત્ર કહે છે. ગંગામાં સ્નાન કરવાથી પુણ્ય થાય છે. ભગવાન શાલીંગરામની પુંજાથી વિષ્ણુની પુંજા થઈ એમ ગણાય છે. પત્થર પણ શાલીંગરામ વિષ્ણુનાં

દર્શન કર્યા બરોબર છે, એમાં શાસ્ત્રનું પ્રમાણ છે. નર્મદાના પત્થર એમાં શંકર છે તેથી એની પુંજા થાય છે, એમ કહ્યું છે. અપથ્ય ખોરાક ખાવો નહિ. તેથી રાજસ્ વૃત્તિ ઉત્પન્ન થાય છે. માટે બ્રહ્મ-ચર્યનું રક્ષણ કરવા ઉપર જે નિષેધ કહ્યું તે વર્જ કરવું. યાજ્ઞવલ્કય સ્મૃતિ–એક મિતાક્ષરમાં વિધવાના ધર્મ-જે પોતાના ધર્મનો લય ન કરે એવી પતિવ્રતા સ્ત્રી પતિ નરકમાં હોય તો બલ પૂર્વક તેમાંથી તેને બહાર કાઢી તેની ઇષ્ટસિદ્ધિ કરે છે. પતિ પતિત હોય તો પણ આ લોક ને પર લોકમાં સુખ આપી કલ્યાણ કરે છે, એ પતિવ્રતા ધર્મનું મહત્ત્વ છે. પુનર્વિવાહ કરવા માટે કોઇ ધર્મ પુસ્તકમાં કહ્યું નથી. બ્રહ્મચર્યનું જેટલું તાત્પર્ય છે તેટલું બીજાથી નથી થતું. માટે પોતાના મની રામને પરમાત્મા તરફ લગાડવા. આટલું બધું જે સ્ત્રીઓને માટે કહેવામાં આવે છે તેનું કારણ પુરુષ કરતાં સ્ત્રીઓને કામ આઠ ગણો છે. માટે કામને વિષ સમાન ગણેલો છે.

૬ **પતિવ્રતાના ધર્મનું પ્રાબલ્ય**—એક દૃષ્ટાંત ભોજ રાજા માળવાની ગાદી ઉપર થઇ ગયા છે. તે બધે પ્રખ્યાત રાજા છે. તે એક દિવસ શહેરમાં ફરવા નીકળેલા તે એક બ્રાહ્મણને ઘેર જઈ ચઢયા તે વખતે તે બાઇનો પતિ પોતાના પગ ઉપર માથું મૂકી ઉંઘતો હતો. તે ભર ઉંઘમાં હતો ને તેની પાસે એક નાનો બાળક રમતો હતો. અને પાસે એક અગ્નિનો કુંડ સળગતો હતો. ત્યાં આગળ છોકરો રમતો રમતો ગયો. અગ્નિ ખૂબ ધગધગતો હતો, બાઇએ જાણ્યું કે બાળક અગ્નિમાં પડશે, તો પણ પોતાના ધણીનું મસ્તક પોતાના ખોળામાં હતું તે ઉંચકી નીચે મૂકયું નહિ. મૂકે તો ધણી જાગે. તો પતિવ્રતનો ભંગ થાય. જો તેમ ન કરે તો બાળક અગ્નિના કુંડમાં પડે છે. સ્ત્રીએ બાળકની દરકાર કરી નહિ. તેથી પતિનું માથું નીચે મૂકયું નહિ. બાળક અગ્નિમાં પડયો પણ અગ્નિ ચંદન જેવો શિતલ પંક જેવો થયો. આ બધું ભોજ રાજાએ જોયું તેથી તે બાઇને પગે પડી ત્યાંથી પોતાને ઘેર ગયો. ત્યાં જઇ સભા

કરી તેમાં આખા શહેરના પંડિતોને બોલાવ્યા. ત્યાં પોતે શ્લોક કહ્યો કે અગ્નિ શિતલ પંકજ થયો, એમ એક કડી બનાવી ને બીજી કડી પુરી કરવા સર્વ પંડિતોને કહેવામાં આવ્યું પણ કોઇથી બીજી કડી પુરી થઇ નહિ, પછી કાળીદાસે આવી તે શ્લોક પુરો કર્યો, આ બળ પતિવ્રતાના ધર્મનું છે. પતિવ્રતા સ્ત્રીએ અથવા બીજાઓએ ગમે તે દેવનું ધ્યાન કરવું. તેની પુંજા, આરતી નૈવેદ્ય વગેરે કરવાં. પછી ઘરનાં કામ કરવાં. પ્રાતઃકાલમાં પ્રભુનું ધ્યાન કરવું. અધર્મ ન થાય, કોઇને કાંઇ કષ્ટ ન થાય, એવી રીતે વર્તવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. આપણે જે જે દેવને ઉપાસીએ છીએ તે સ્વપ્નમાં ને જાગ્રતમાં દર્શન દે છે. તેથી વિષ્ણુ ભગવાનનું રોજ આરાધન કરો, કોઇ દિવસ અપરાધ ન કરો, સ્વધર્મ પાળો, અપરાધની ક્ષમા માગો, આ વિષે કાંઇ પૂછવું હોય તો યોગીઓને પૂછવું. કારણ કે યોગીઓને તેમનાં દર્શન થાય છે.

**બીજું દૃષ્ટાંત**—એક તપસ્વી જંગલમાં બેશી તપ કરતા હતા. તેમના માથાપર કાગડા આવી લડી તોફાન મચાવી રહ્યા હતા તેથી તપસ્વીને બહુ ખરાબ લાગ્યું ને ગુસ્સે થયા. ને પોતાની ક્રૂર દૃષ્ટિથી તે બંને કાગડાઓને પતન કર્યા. પછી પોતે ખુશી થઇ પોતાની સિદ્ધિને વખાણતા ગામમાં ભિક્ષાને માટે ગયા. ત્યાં એક બ્રાહ્મણને ઘેર ભિક્ષા માગવા આવ્યા. તે વખતે બાઈ પતિ સેવામાં હતી તેણે કહ્યું કે મહારાજ હમણાં ઉભા રહો. હું ભિક્ષા આપું છું. પણ પતિની સેવામાંથી પરવારતાં વાર થવાથી તે તપસ્વીને થોડીવાર વધારે થોભવું પડયું, તેથી ગુસ્સે થઈ આંખો લાલચોળ કરી કાગડાઓની માફક અહીં કરવા જતા હતા. એટલામાં તે બાઇ બોલી ઊઠી કે અહીંઆં જેમ પેલા કાગડાઓને માર્યા તેમ બનવાનું નથી. તપસ્વીએ મનમાં વિચાર કર્યો કે આ વાત કોઇ જાણતું નથી ને આ બાઇએ કેમ જાણ્યું. તેથી બાઇને પૂછ્યું તો બાઇએ કહ્યું કે આનો જવાબ સદનો કસાઇ આપશે. તેથી તે સદના કસાઇ પાસે

ગયો. ત્યાં તે બેઠો બેઠો માંસ કાપતો હતો તેથી તેણે મનમાં વિચાર્યું કે આનો ઉત્તર આ મને શો આપશે. ત્યાં ગયો તો તેનો આદર સત્કાર કરી બેસાડયો પછી કહ્યું કે તમને પેલા બ્રાહ્મણની બાઇએ મોકલ્યા તો તે આશ્ચર્ય પામી બોલ્યો કે જેનાં આવાં કર્મ છે છતાં કેમ જાણ્યું. સદનો પોતાના કામથી પરવારી પોતાનું કર્તવ્ય પછીનું શું છે તે બતાવવા પોતાનાં માબાપ જે ઓરડામાં હતાં ત્યાં લઈ ગયો. ત્યાં પોતાના માબાપની સેવા ચાકરી કરવા માંડી, તેમનાં ગોદડાં પલંગ વગેરે પાથરી આપવામાં તથા પગ ચંપી વગેરે કરવા મંડી પડયો. આજે બધું અગાઉથી જાણ્યું એ માબાપની ચાકરીનું ફળ હતું. આથી તપસ્વીને જે પોતાની સિદ્ધિનો ગર્વ હતો તે આ બે દ્રષ્ટાંતથી ઉતર્યો, માતા પિતાની સેવાથી પણ પ્રભુ પ્રસન્ન થાય છે.

ત્રીજો દાખલો—હરિચંદ્ર રાજાને વિશ્વામિત્ર ઋષિએ રાજ્યથી પદ ભ્રષ્ટ કરી ગાદીએથી ઉઠાડયા પછી દક્ષિણામાં સો ભાર સોનું માગ્યું. તેનું વજન એક ભારનો–ત્રણ મણને આઠ શેર હતું, તે હિસાબે ત્રણસેને વીસ મણ સોનું માગ્યું હતું, તો તે હવે કયાંથી લાવી આપે. તેથી પોતે કહ્યું કે હવે મારી પાસે કાંઇ નથી, મને વેચીને તમારી દક્ષિણા લો. પણ તેમને એકલાને વેચવાથી તેમની દક્ષિણા પૂરી થાય તેમ ન હોતી, તેથી તેમની સ્ત્રી તારામતીને તેમનો પુત્ર એ ત્રણેને લઇ કાશી તરફ વેચવા ગયા. રસ્તામાં અનેક પ્રકારનાં કષ્ટ વેઠયાં ટાઢ, તાપને વરસાદથી બહુ હેરાન થયાં, કેટલેક દિવસે કાશીમાં ત્રણ જણ આવ્યાં ત્યાં રાજાને એક ભંગી પચાસ ભાર સોના માટે રાખી લઇ ગયો. ને રાણીને ને તેના કુંવરને એક વેશ્યાએ પચાસ ભાર સોના માટે રાખ્યાં. રાણીનું રૂપ જોઇ વેશ્યાએ રાખી હતી. એના મનમાં ભાસ હતો કે આના રૂપથી હું ઘણા પૈસા કમાઇશ, પણ રાણી પોતાનું શિયળ ચૂકે તેવી નહોતી. તેણે સૂર્યનારાયણ

તરફ પોતાના બે હાથ પહોળા કરી પ્રાર્થના કરી કે હું મારો પતિવ્રતા ધર્મ આજ સુધી ચૂકી નથી. હું આપના વંશની છું માટે આ વખતે આપે મારૂં રક્ષણ કરવું જોઇએ. આ પ્રાર્થના સૂર્ય ભગવાને સ્વીકારી ને એક વાંદરનું રૂપ ધારણ કરાવી મોકલ્યો તેણે આવી વેશ્યાનાં કપડાં તોડી નાંખ્યાં, ને બધે શરીરે નખ મારી લોહી લોહાણ કરી તેથી વેશ્યાએ પચાસ ભાર સોનું પાછું લીધું ને રાણી તથા પુત્રને પાછાં આપ્યાં આ પ્રમાણે વળી પતિવ્રતા સ્ત્રીઓને પક્ષીઓ પણ સહાય કરે છે. સીતાને જ્યારે રાવણ હરણ કરીને લઈ ગયો હતો તે વખતે જટાયુપક્ષી સીતાને છોડાવવા માટે રાવણ સાથે લડયો હતો, તેમાં તેનો પ્રાણ પણ ગયો હતો.

**ચોથું દ્રષ્ટાંત**—અનસૂયા એ બાઇ બહુ પવિત્ર હતાં અને પતિવ્રતા ધર્મમાં એ શિરોમણી હતાં. તેમના સ્વામીનું નામ અત્રિ ઋષિ હતું. તેઓ નર્મદાના કિનારા પર રહેતાં હતાં. એમના પતિવ્રતાના ધર્મથી એમને પેટ બ્રહ્મા, વિષ્ણુ ને શંકરને જન્મ લેવો પડયો હતો. તે નીચે પ્રમાણે—

એમનું મહત્વ ઘણું છે. એક વખત નારદ ત્યાં આવી ચઢયા ને આવીને જોયું તો તેમને માલુમ પડયું કે મૃત્યુ લોકમાં અનસુયા જેવી કોઇ બાઇ પતિવ્રતા નથી. નારદ એક વખત વિષ્ણુ લોકમાં ગયા ને ત્યાં જઇ પતિવ્રતા સ્ત્રી અનસુયાનાં વખાણ કર્યાં. ને કહ્યું કે એમના જેવો પતિવ્રતા ધર્મ કોઇનો નહિ હશે. તેથી લક્ષ્મીજીને તેની અદેખાઇ આવી. ને મનમાં ખેદ થયો ને મનમાં એમ થયું કે હું વિષ્ણુ ભગવાનની સ્ત્રી તો તે મારા કરતાં ચઢે ! માટે એનું પતિવ્રતાપણું ભંગ થવા પ્રયત્ન કરવા માંડયો. આ પ્રમાણે નારદ વિષ્ણુ લોકમાંથી કૈલાસમાં ગયા, ને ત્યાં જઈ પાર્વતીને પણ એજ પ્રમાણે કહ્યું. તેથી તેમના મનની પણ તેવીજ પ્રેરણા થઇ. ત્યાંથી પછી બ્રહ્મા પસે પોતાના પિતાને ઘેર ગયા ને ત્યાં જઇને અનસુયાનાં

પતિવ્રતા વિષે વખાણુ કર્યાં. તેથી બ્રહ્માણી (સાવિત્રી) પણુ ગ્લાની થયાં. આનું પરિણામ એ થયું કે બધાંના મનમાં એમ થયું કે આપણુ મોટાં ને આપણા કરતાં એ વધારે મહત્ત્વને પામે એ ઠીક નહિ. માટે એનું પતિવ્રતા પણુ ભંગ કરાવવું. એવો ત્રણે જણે નિશ્ચય કર્યો. સૌએ આ હકીકત પોતાના સ્વામીઓને કહી. એથી વૈકુંઠ પતિ વિષ્ણુએ કહ્યું કે એનું પતિવ્રત એવું છે કે ગંગાજીમાં એ બાઈ નહાય તો ગંગાજીનું જળ જે ઘણા અપવિત્ર માણુસો નહાવાથી અપવિત્ર થયલું તે એ બાઇના સ્નાનથી પવિત્ર થાય છે. એમ ગંગાજીનું કહેવું છે. લક્ષ્મીજીએ પોતાના સ્વામીને કહ્યું કે એમનું સતિત્ત્વ ચુકાવો. એ પ્રમાણે પાર્વતી અને બ્રહ્માણીએ પણુ પોતાના સ્વામીઓને કહ્યું. તેથી ત્રણુ જણુ સાથે નર્મદા કિનારે અનસુયાની ઝુંપડીએ આવ્યા. રસ્તામાં ત્રણે જણુ ભેગા થયા ત્યાં વાત ચિત્તથી ત્રણેનો ભાવ એક બીજાના જાણુવામાં આવી ગયો તેથી ત્રણે જણે બાવાનો વેશ લીધો. ને તેમને ઘેર આવી યાચવામાં આવ્યું કે ભિક્ષા આપો. અનસુયા બાઇએ એક મોટી થાળીમાં લોટ ભરી ભિક્ષા આપવા માંડી. તો તે કહે કે નગ્ન સ્વરૂપે ભિક્ષા આપો તો લઇએ. હવે આમ ભિક્ષા આપે તો પોતાનું પતિવ્રતા ધર્મ ને સતિત્વ તૂટે તેથી મહા સંકટમાં આવી પડયાં. વિચાર કરતાં સૂઝી આવ્યું. પોતે પાણીની એક અંજલિ ભરી તેને મંત્રી એ ત્રણેના ઉપર છાંટી તેથી બબે વરસના નાના બાળકો બનાવી દીધા. ને તેમને પછી ખૂબ નવડાવ્યા તે પછી ભિક્ષા આપી સારી રીતે જમાડયા ને તેમનું લાલન પાલન પણુ કર્યું. આ બનાવ નારદે દૂર રહીને જોયો. આ પ્રમાણે ઘણા દિવસ ત્રણે જણુને અનસુયાને ત્યાં જેમ પુત્ર રહે તેમ રહેવું પડયું. ઘણા દિવસ થયા છતાં બ્રહ્મા, વિષ્ણુ ને શંકર પોતાને ઘેર ન જવાથી એમની ત્રણે સ્ત્રીઓને બહુ ચિંતા થઈ. એવામાં નારદ ઋષિ ફરતા ફરતા ત્યાં આવ્યા. તો તેમણે પોતાના સ્વામીની ખબર પૂછી તો તે કહે કે તમારા સ્વામી-ઓની સ્થિતિ જોવી હોય તે મારી સાથે નર્મદા કિનારે ચાલો. તો

૧૫૭૩૪

તે મુજબ એ ત્રણે જણુ ત્યાં ગયાં, ને પોતાના સ્વામીઓની સ્થિતિ જોઈ હવે પોતાના સ્વામી શી રીતે મળે તેને માટે નારદને પૂછ્યું. તો તે કહે કે અનસૂયા તમારી સાસુ થયાં માટે એમને પગે લાગો ને કાલાવાલા કરો, તેથી તમારા સ્વામી તમને મળશે. આ પ્રમાણે ત્રણે જણાં લક્ષ્મીજી, પાર્વતી ને બ્રહ્માણી સાષ્ટાંગ દંડવત્ કરી પગે લાગ્યાં ને તે સાથે ઘણા કાલાવાલા કર્યા, અનસૂયાની ઘણી પ્રાર્થના કરી, પોતાના અપરાધની ક્ષમા માગી, ત્યારે તેમના સ્વામી જેવા હતા તેવી સ્થિતિના કરી આપ્યા. પણ એવી સરતે કે એમણે એ એમના પુત્ર તરીકે જન્મ લેવો તેથી એમને ત્રણે ને જન્મ લેવો પડયો. એ ગુરુ દત્તાત્રિય પ્રસિદ્ધ છે. આ પતિવ્રતા ધર્મનો કેટલો બધો પ્રભાવ તે જુઓ—

**દૃષ્ટાંત પાંચમું.**—પતિવ્રતા ધર્મ બરોબર પાળવો જોઇએ તે સંબંધી સીતાજીનો દાખલો. અયોધ્યાના રાજા દશરથ ઘરડા થવાથી તેમણે રામને રાજપાટ સોંપી પોતે ઈશ્વર ભક્તિ કરવી એવા વિચારથી રામને બીજે દિવસે સારા મુહૂર્તે રાજ્યાભિષેક કરવાનો ઠરાવ કર્યો. તેથી સઘળી પ્રજા ખુશી થઈ કારણ કે રામ ઉપર સૌને પ્રેમ હતો. કૈકેયી એ પણ આ વાત જાણી ખુશી થઈ પણ તેની પાસે નઠારા સ્વભાવની મંથરા નામની દાસી હતી તેને અદેખાઇ આવી. તે રામ ગાદીએ બેસે તેથી રાજી નહોતી, તેથી કૈકેયીને આડું અવળું સમજાવી તેની મતિ ફેરવી. પ્રથમ દશરથ રાજાએ કૈકેયીને આપેલાં તે બે વચન માગવા કહ્યું, તે એવી રીતે કે રામને ચૌદ વરસ વનમાં મોકલવા ને ભરતને રાજ્ય આપવું. આથી સા કોઈ દિલગીર થયું. રામ પોતાના પિતાનું વચન પાળવા માટે ચૌદ વરસ વનનું રાજ્ય કબુલ કરી, વનમાં જતી વખતે પોતાની સ્ત્રી સીતા પાસે ગયા અને કહ્યું કે મને પિતાજીએ દંડકા વનનું રાજ્ય આપ્યું છે; માટે હું ત્યાં જાઉં છું ને તમે અહીં રહેજો. માતાજીઓની સેવા કરજો. ત્યારે સીતાએ

કહ્યું કે હું આપની દાસીછું. માટે આપની સાથે આવીશ, રામે કહ્યું કે તમારાથી વનનું દુઃખ વેઠાશે નહિ. રસ્તામાં કાંકરા, કાંટા વગેરે છે. તેવામાં તમારા કોમળ પગથી ચલાશે નહિ. માટે તમારે ઘેરજ રહેવું. ને માતાઓની સેવા કરવી. પછી સીતા કહે કે હું મારા પિતાને ઘણી વહાલી હતી, તેમણે આપના ચરણ કમલની દાસી તરીકે હંમેશ રહેવા માટે આપી, તો મારાથી આપના વગર એકલું કેમ રહેવાય માટે મને સાથે લ્યો. રામે કહ્યું કે જંગલમાં રાક્ષસ, સિંહ, વાઘ, વરૂ વગેરે ઘણા હિંસક પ્રાણીઓ છે. તેમાં તમારાથી રહેવાશે નહિ. વળી ઘેર જે બત્રીસ ભાતની રસોઇ જમતા ને મેવા મિઠાઈ ખાતાં, અનેક પ્રકારના પોશાક. ઘરેણાં ગાંઠાં પહેરતાં, તે વનમાં મળશે નહિ. વખતે ખાવાને વનફળ પણ નહિ મળે, તેથી બબ્બે ત્રણ ત્રણ દહાડાના અપવાસ પણ કરવા પડશે. માટે તમારે તો ઘેરજ રહેવું. ત્યારે સીતાએ કહ્યું કે તમે સુખી તો હું સુખી ને તમે દુઃખી તો હું દુઃખી માટે હું તો આપની સાથેજ આવીશ. મને દુઃખની પરવા નથી. હું આપના ચરણ કમળની દાસી છું. માટે હું આગળ ને આપ મારી પાછળ એમ કહ્યું. તેથી સાથે આવવા રામે સીતાને આજ્ઞા આપી. બંને જણ સાથે ચાલ્યાં. પ્રથમ સીતા ઘણા હર્ષથી ઝટપટ ચાલવા માંડયાં. પણ બે ત્રણ ગાઉ ગયાં ને થાકી ગયાં, ને રામને પૂછવા લાગ્યાં કે દંડકારણ્ય કેટલે છે? એમ બે ત્રણવાર પૂછયું તોપણ રામ બોલે નહિ. બે ત્રણ ગાઉ આવ્યાં એટલામાં દંડકારણ્ય કેટલે છે એમ પૂછયું તો હજુ કયાં જવું પૃથ્વી પર કોઈ વખત નહિ ચાલેલાં તેથી પગની ચામડી ઘસાઇ ગઈ.

૭ પત્નીવ્રત ધર્મ—સીતાના પગનાં તળીઆંની ચામડી ઘસાઈ ગયેલી જોઇ તેમ માંહેથી લોહી નીકળેલું જોયું. તે વખતે એ બહુ દીલગીર થયાને આંખમાં આસું પણ આવ્યાં. તેથી પૃથ્વીને વિનંતી કરે છે કે હે પૃથ્વી દેવી તમે કઠણ છો તેથી સીતાના કોમળ પગની

છાલ ઉખડી લોહી નીકળ્યું. માટે તમે પોચાં થાવ. વળી દંડકારણ્યને પણ કહ્યું કે તે બહુ દૂર છે તું નજીક આવ કારણ કે આટલું બધું સીતાથી ચલાશે નહિ. કહો આ રામનો પોતાની પત્ની પ્રત્યે કેટલો બધો પ્રેમ આ પત્ની વૃતને તેની ઉપરનો પતિવ્રતાનો દાખલો આવો પરસ્પર પ્રેમ દંપત્તીનો હોવો જોઇએ.

સીતાને રામ દંડકારણ્યે પહોંચ્યા પછી થોડે દિવસે સીતાનું હરણ થયું. લંકાનો રાજા બાવાને વેશે તેને લઇ ગયો તે વખતે રામ મૃગીયા રમવા ગયા હતા ત્યાંથી આવી મઢીમાં જોયું તો સીતા મળે નહિ. તેથી તેની ખોળ કરવા નીકળ્યા. ને પત્તો ન લાગવાથી રામને રડવું આવ્યું. આથી સમજવાનું કે મોટા લોકો જે આચરણ કરે છે તે નાના લોકોને અનુસરવા માટે છે. તે જાણે છે કે મોટા કરે છે તે શ્રેય કરે છે. માટે ગૃહસ્થોએ પણ આ પ્રમાણે પોતાનો વ્યવહાર ચલાવવો. રાવણ સીતાને લંકામાં લઈ ગયો, ત્યાં પોતાના અશોક વનનાં રાખી, ત્યાં ઘણી પ્રકારની ચોકી મૂકી. ત્યાં રોજ રાવણે આવી સીતાને સમજાવવા માંડી પણ પોતાની દૃષ્ટિ નીચી કરી તે ઉંચી કરીજ નહિ. મોઢેથી રામનામનોજ ઉચ્ચાર કરતી, તેને બીજું કાંઇ સ્મરણમાં આવતુંજ નહિ. રાવણે સીતાને પોતાની થવા માટે બહુ બહુ સમજાવી ઘણી પ્રકારના ઉપાય કર્યા. પણ તે બધા વ્યર્થ ગયા. ને એનું કાંઇ પણ વળ્યું નહિ. ત્યારે તેણે વિચાર કર્યો કે મારા ભાઇ કુંભકરણને જગાડું તો તે મને કાંઇક સીતાને વશ કરવાનો ઉપાય બતાવશે. તેથી તે કુંભકરણની પાસે ગયો. ત્યાં તેને ઊઠાડવા ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો પણ કુંભકરણ ઉઠયો નહિ. ત્યારે તેના નાકમા ભેંસો ચલાવવામાં આવી. ત્યારે તે ઊઠયો. ને એક છીંક ખાધી. પછી કુંભકરણે કહ્યું કે હું ભર નિદ્રામાં હતો છતાં મને આજે કેમ ઊઠાડયો તો રાવણે પોતાની સઘળી હકીકત કહી કે હું સીતાને હરણ કરી લાવ્યો છું પણ તે મને વશ થતી નથી. તો પછી કુંભકરણે કહ્યું કે તું સારાં સારાં ઘરેણાં, પોષાક, ને બીજી કિંમતી વસ્તુઓ તેની આગળ લઇ જઇ આપ, તેથી એ લોભાશે ને તારે વશ થશે.

ત્યારે રાવણ કહે કે મેં બધુ રાજ્ય ને મંદોદરી રાણીને એની દાસી બનાવવા કહ્યું તો પણ એ વશ થતી નથી. ત્યારે કુંભકરણે કહ્યું કે આપણને આપણા ગુરુ શુક્રાચાર્યે અનેક પ્રકારનાં રૂપ ધારણ કરવાની વિદ્યા શીખવી છે. તો તે મુજબ તું રામનું રૂપ ધારણ કરી એની પાસે જા તેથી તે વશ થશે. તો રાવણ કહે છે કે હું રામનું રૂપ લઉં તો પછી મારી કામવાસના બંધ પડે છે. માટે મારાથી રામનું રૂપ પણ લેવાય નહિ. ત્યારે કુંભકરણે કહ્યું કે તેં હાથે કરીને મોત માગી લીધું છે. માટે જા રામને પગે લાગ, ને સીતાને પાછી આપ, નહિતો તારૂં મોત છે. આખી લંકાને તું ઉજડ કરાવીશ, માટે સમજીને સીતાને પોતાની ભગની સમજી પાછી આપ. તો પછી રાવણે કહ્યું કે મેં તમને ઉપદેશ કરવા ઊઠાડયા નથી. મેં તો તમારી સલાહ લેવા ઉઠાડયા હતા. મારે તમારો ઉપદેશ કાંઈ કામનો નથી માટે તમે તમારી મેળે નિરાંતે સૂઇ જાઓ. રાવણે સીતાને વશ કરવા ઘણું કર્યું પણ કાંઇ વળ્યું નહિ. આખરે તે મરાયો ને લંકાની ખરાબી થઇ વિભિષણને રાજ્ય મળ્યું. આ પ્રાબલ્ય પ્રતિવ્રતાનું છે.

**દ્રષ્ટાંત ૬ ઠું**—એક વખત પાંડવો વનવાસ ભોગવતા હતા. દ્રૌપદી પણ તેમની સાથે હતી. વનમાં ખાવા પીવાની આપદા ન પડે માટે સૂર્ય ભગવાને એમને એક અક્ષય પાત્ર આપ્યું હતું. તેના ધ્યાનથી જે માગે તે ખાવાનું મળતું. એક વખત દૂર્વાસા ઋષિ દિહલીમાં કૌરવોને ત્યાં ચોમાસુ વ્યતિત કરી પાંડવોને ત્યાં વનમાં આવ્યા. દુર્યોધને પાંડવોને શાપ આપવા માટે દુર્વાસાઋષિને બાર વાગ્યા પછી મોકલ્યા. આ વખતે દ્રૌપદીએ જમીને અક્ષય પાત્ર ધોઇને ઉંધુ પાડી મૂક્યું હતું. ત્યાર પછી દુર્વાસાઋષિ દશહજાર શિષ્યોને લઇને આવ્યા. આ ઋષિ મહા ક્રોધી હતા. તે યુધિષ્ઠિર રાજા જાણતા હતા. તેથી તેમણે પોતાની પત્ની દ્રૌપદીને કહ્યું કે દુર્વાસા ઋષિ દશ હજાર શિષ્યો સહિત અત્રે આવે છે માટે એમને સારૂ ભોજન તૈયાર કરો, દ્રૌપદીએ કહ્યું કે મેં જમી લીધું છે. ને પાત્ર ધોઇને ઉંધું પાડયું છે–તો હવે કેમ થશે. યુધિષ્ઠિર રાજા કહે કે આ ઋષિ મહા ક્રોધી છે માટે શાપ આપશે તો આપણો ગૃહસ્થાશ્રમ વગોવાશે

આવું સાંભળી દ્રૌપદીએ પ્રભુની પ્રાર્થના કરી તેમને પોતાને ત્યાં પધારવા આજીજી કરી કે તમે મારી ઘણી વખત લાજ રાખી છે. કૌરવોની સભામાં મારા ચીર દુષાશન ખેંચતો હતો ત્યાં મારી આબરૂ રાખી ચીર પૂર્યા હતાં. તો આ વખતે પણ મારી આબરૂ રાખશો. આટલું કહેતામાં પ્રભુ ત્યાં આગળ આવી ઊભા રહ્યા ને આવી દ્રૌપદીને કહે છે કે હું ઘણો ભૂખ્યો છું. માટે કાંઇ ખાવાનું આપો. દ્રૌપદી કહે મહારાજ અત્યારે તો કાંઇ નથી હું શું આપું. ( દ્રૌપદીએ મનમાં વિચાર્યું કે મેં તો આ સંકટ ભાગવાને બોલાવ્યા ને આ તો ખાવાનું માગે છે. ) ભગવાને કહ્યું કે તમારા પાત્રમાં જુઓ. કાંઈક હશે તે લાવો. પછી પાત્ર ઉઘાડી જોયું તો માંહે એક ભાતનો દાણો ચોંટેલો હતો તે લાવી આપ્યો. તે ભગવાને ખાધો. તે વખતે દુર્વાસા ઋષિને તેમના શિષ્યોને નદીએ નહાવા યુધિષ્ટિર રાજાએ મોકલ્યા હતા. અહીં ભગવાને દાણો ખાધો કે દુર્વાસા ઋષિને સઘળા શિષ્યો ધરાઈ ગયા પેટ ઉપર હાથ ફેરવવા લાગ્યા ને સૌ કોઈ એક બીજાને કહેવા લાગ્યા કે આવું ભોજન કોઇ વખત મળ્યું નથી એવી એમની તૃપ્તિ થઇ ભૂખ કોઇની રહી નહિ. યુધિષ્ટિર મહારાજા એમને નદીપર જમવા માટે તેડવા ગયા. ને કહ્યું કે સૌ કોઇ જમવા પધારો તો તેમણે એક બીજાના સામું જોયું ને માંહોમાંહે કહે કે હું તો ખૂબ ધરાયો છું તમે જાઓ એમ એક બીજાને કહેવામાં આવ્યું પણ કોઇ જમવા ગયા નહિ તેથી યુધિષ્ટિરને એમ કહેવામાં આવ્યું કે અમે બધા ધરાયા છીએ અમને જરાએ ભૂખ નથી માટે કોઇ જમવા આવે તેમ નથી. પછી દુર્વાસાએ કહ્યું કે હવે અહીંથી ભાગો નહિ તો ભીમ ગદા લઇને આવશે ને તે એમ કહેશે કે મારી રસોઇ કેમ બગાડી શામાટે જમતા નથી માટે અહીંથી નાસો. એમ કહી સૌ કોઇએ નાસવા માંડયું. આવી રીતે એ લોકોની એટલી બધી તૃપ્તિ થઇ કે હાલ મથુરાંના ચોબા જેટલું ખાય છે તે મુજબ હતી. એ લોકો હાથભર રોટીને વેંત ભર દાલ વગેરે ખાય છે. ) આ લોકો ખાધા પછી નીચા ઉંચા કાંઇ થવાતું નથી. પાણી પીવાની પણ જગા રાખતા

નથી. દાખલો એક ચોબો બીજા ચોબાને કહે છે કે મારા પગમાં જે જુતા છે તે મારા છે કે બીજાના છે, મારાથી નીચે પડી જોવાતું નથી. તો બીજો ચોબો કહે છે કે તું તો નીચે પડવાની વાત કરે છે પણ મારાથી તો તારા સામુ પણ જોવાતું નથી, એવી દશા અત્યારે દુર્વાસા ઋષિની ને તેમના શિષ્યોની થઇ હતી. એ પ્રમાણે સૌની તૃપ્તિ થઇ આ પ્રમાણે પતિવ્રતાનો કેટલો મહીમા છે જુઓ એને પ્રભુએ કેવી સહાય કરી, આ ઉપરથી સમજવાનું કે કોઇ ગૃહસ્થને ઘેર કોઇ અતિથિ આવે તો તેનો આદર સત્કાર કરવો. પાથરણું પાથરી તેને બેસાડવો. પાણીનો લોટો ધરવો. પછી આગમનની ખબર પૂછવી. પછી ખાવા પીવાને માટે કહેવું એ ગૃહસ્થનાં ખાસ લક્ષણ છે—

**ગૃહસ્થનાં લક્ષણ:**—કોઇ અતિથિ આંગણે આવી ચઢે તો તેની શ્રદ્ધાથી આગતા સ્વાગત. કરવી. તેને યથા શક્તિ ભોજન આપવું તેથી તે સારા આશીર્વાદ આપી ગૃહસ્થનું કલ્યાણ ચાહે છે. માટે સૌ કોઇએ જે કાંઈ યાચક આવે તેને પોતાની શક્તિ અનુસાર આપી તેનું મન રંજન કરવું. એમ શાસ્ત્રમાં કહેલું છે. આપણે ઘેર કાઇ સંન્યાસી ભિક્ષા માટે આવે અગર કોઇ સ્થળે સામા મળે તો આપણે તેમને કહેવું કે ॐ **नमो नारायणाय** એથી તેઓ આપણને **नारायण** એમ કહેશે ! એનો અર્થ નીચે પ્રમાંણે છે. **ना**=ઈંદ્રના જેવું રાજ્ય મળે **रा**= રામવત્ પ્રજાનું પાલન થાય તે. **य**=યક્ષ એટલે કુબેર ભંડારી એના જેટલુ દ્રવ્ય મળે ને **ण**= કૈવલ્ય, મુક્તિ મળે, એમ સંન્યાસી લોકો આપણને આશીર્વાદ આપે છે, તેથી આપણું કલ્યાણ થાય છે. માટે આપણે ॐ **नमोनारायणाय** એમ કહેવું. તેના આશીર્વાદમાં તે આપણને **नारायण** કહે છે અતિથિના હાથમાં જમ્યા પહેલાં જલ આપવું. ને જમ્યા પછી પણ જલ આપવું. તેથી સુમેરા જેવું મહાત્મા જમ્યાથી જે ફળ થાય છે તેટલું ફલ થાય છે. માટે જેને ઘેર એક અતિથિ આવી જમે તો તેથી ભગવાન વિષ્ણુ જમ્યા એમ સમજવું. અતિથિ એ બ્રહ્મા, વિશ્ણુ ને શંકર રૂપ છે. માટે તેમનો આદર સત્કાર કરી જમાડવા એ દરેક ગૃહસ્થનો ધર્મ છે.

॥ ॐ ॥

ॐ

# પ્રભુની ભક્તિ વિષે.

---

૧ ભક્તિ—સંસારના માયિક પદાર્થોમાંથી આસક્તિ છોડી પરમાત્મામાં સર્વથી અધિક સુદૃઢ પ્રેમ કરવો તે. એ વડે મુક્તિ મળે છે. આ ભક્તિને પરાભક્તિ અથવા અનન્ય ભક્તિ કહે છે. એનું ફલ શ્રેષ્ઠ છે. ભક્તિ નાની ઉંમરમાંથી થઇ શકે છે. બીજાં કર્મ જેવાં કે સંધ્યાવંદનાદિ અમુક ઉંમર થયા પછી કરાય છે. ભક્તિ કરવામાં ભક્તિ કરનાર ભક્તનું મન એકાગ્ર થવું જોઇએ તેથી ફળ સારૂં મળે છે, માટે પરમાત્માનું માહાત્મ્ય સમજી પૂર્ણ પ્રેમથી તેમની ભક્તિ કરવી.

૨ ભક્તિનું માહાત્મ્ય—સુજ્ઞજનો મોક્ષ મેળવવાના હેતુથી અનેક પ્રકારનાં વ્રત, પુણ્ય, દાન, જપ, તપ, યજ્ઞ, વગેરે કરે છે, પણ એ બધાંના કરતાં ભક્તિનું ફળ શ્રેષ્ઠ છે, પણ એમાં મનની સ્થિરતા જોઇએ છીએ. ડગમગતા મનથી ભક્તિ કરે તો તેથી લાભ નથી. દાન, યજ્ઞ, જપ વગેરે કરવામાં દ્રવ્યની જરૂર પડે છે, પણ ભક્તિ કરવામાં દ્રવ્યની જરૂર પડતી નથી. વળી તપાદિમાં પણ શરીરને કષ્ટ સહન કરવું પડે છે, તે ભક્તિમાં નથી, માટે ભક્તિનું માહાત્મ્ય અધિક છે.

૩ ભક્તિ કરનાર ભક્તો—એકાગ્ર મનથી ભક્તિ કરેલી એવા ભક્તો જેવા કે નરસિંહ મહેતો, પ્રહલાદ, ધ્રુવજી, સુદામા, વિદુરજી, ને મીરાંબાઇ વગેરે તેઓ ભક્તિથી સંસારને તરી મોક્ષને પામ્યાં છે. માટે ભક્તિનો પ્રભાવ સૌથી શ્રેષ્ઠ છે. આ ભક્તો ભક્તિ એજ પોતાનું ખરૂં નાણું સમજતાં હતાં, પણ માયિક નાણું દ્રવ્ય, પુત્ર, સ્ત્રી, પશુ આદિને ગણતાં નહિ. ભક્તિની શ્રેષ્ઠતા અધિક છે. આ મનુષ્ય

દેહ મળવો દુર્લભ છે. માટે દરેક જણે પ્રભુની ભક્તિ કરવી. ભક્તિ ન કરવાથી શરીર અંત્યજના જેવું છે. આવો વખત ફરી ફરીને આવવાનો નથી માટે પાપના માર્ગે ન જતાં ભક્તિને માર્ગે જવું એ ઉત્તમ છે.

**૪ ભક્તિ વિષે વિવેચન**—પ્રભુનું ખરા દીલથી સ્મરણ કરવું એનું નામ ભક્તિ છે. ભક્તિ નાના બાળકથી માંડીને ઘરડા માણસો સુધી કરી શકે છે. પણ જ્ઞાન તો મોટી ઉમરે થાય છે, ત્યારે પ્રભુને ઓળખે છે. પણ ભક્તિમાં કાંઇ જ્ઞાનની જરૂર નથી, ફક્ત તેનું મન પ્રભુમાં એકાકાર થવું જોઇએ. કહ્યું છે કે સો કામ પડતાં મૂકીને ખાવું, ને હજાર કામ પડતાં મૂકીને નહાવું, ને લાખ કામ પડતાં મૂકીને ધર્મ, દાનને ભક્તિ કરવાં. આને બીજી રીતે કહીએ તો સૂર્યોદય થયા પહેલાં ઊઠવું, દંત ધાવન કરવું, પછી નહાવું, સંધ્યા વંદનાદિ નિત્ય કર્મ સૂર્યોદય પહેલાં કરવું, ને વખતસર ખાવું. પ્રભુની ભક્તિ કરવી વખતે લાખ કામ હોય તો તે પડતાં મૂકીને પણ કરવી. ધર્મદાન કરવાં. આ બાબતમાં કોઇ આડે આવે તો તેની કાંઈ પણ દરકાર કર્યાં વિના પોતાનાં કાર્ય કર્યા જવાં. એમાં આપણું વગોણું થશે ને લોકો આપણી નિંદા કરશે તેની જરાએ પરવા રાખવી નહિ.

દાખલો—ગોપીકાઓએ પોતાના ભરથારને તજીને પ્રભુને શરણે ગઇઓ. પ્રભુએ કહ્યું કે તમે પતિવ્રતા છો છતાં કેમ આવ્યાં. તો તેમણે કહ્યું કે આપની ભક્તિમાં આવવાને વાંધો નથી. અમે વિષય ભોગ માટે આવ્યાં નથી.

રૂક્ષ્માણી આખો દિવસ ને રાત પ્રભુની સેવામાં રહી પગ ચંપી કરતાં હતાં. તો પણ પ્રભુને રાધાપર વિશેષ પ્રેમ હતો, આ વાત રૂક્ષ્માણીએ જાણી તેથી તેમના મનમાં ખેદ થયો કે મારા કરતાં એ રાધા શી રીતે ચઢે. હું રાત દિવસ પગ ચંપી કરૂં છું. (તેથી

તેમના મનમાં અભિમાન હતો ) તો રાધા મારા કરતાં કેમ વહાલી; પછી એક દિવસ ભગવાને આમંત્રણ કરી રાધાને દ્વારકા તેડાવી. તેને રહેવાને એક સ્થળ આપ્યું. ત્યાં તેને માટે ગરમ દૂધ મોકલાવ્યું. તો તે ભગવાનનું નામ દઇ પી ગઇ. પણ તેથી ભગવાનનું અંગ દાઝયું. રૂક્ષમાણી કહે કે આમ કેમ તો કૃષ્ણ કહે કે રાધાને તમે ગરમ દૂધ મોકલ્યું તે પીવાથી આમ થયું છે. આથી રૂક્ષમાણીનો ગર્વ ઉતરી ગયો.

ઉદ્ધવ કૃષ્ણના ભક્ત હતા. તેમને પણ અભિમાન થયો હતો કે મારા કરતાં કોઇ ભક્તિમાં ચઢતું નથી. તેથી પૂછ્યું કે ભક્તિમાં કોણ ચઢતું હશે ? તો જવાબ મળ્યો કે અર્જુન. ભક્તિમાં એમના કરતાં ચઢતા છે, તેથી કૃષ્ણ ને ઉદ્ધવ બંને જણ અર્જુન પાસે ગયા. અર્જુનને ગુડાકેશ કહેતા, કારણ કે એમના લાંબા લાંબા વાળ હતા, તે વાળ ભગવાન સુકાવવા લાગ્યા ને ઉદ્ધવને પણ કહ્યું કે તમે સુકવો, ને કાન દઇને સાંભળો. તો દરેક બાલ કૃષ્ણ, કૃષ્ણ એમ બોલતાં સાંભળ્યું. આથી ઉદ્ધવનો ગર્વ ઉતરી ગયો.

૫ દુર્વાસા ઋષિનું તપ—દુર્વાસા ઋષિ એક લાખ વર્ષનું તપ કરવાનો નિશ્ચય કરીને બેઠા, તેમાંથી ૮૦ હજાર વર્ષ તપ કર્યું. તેથી ઇંદ્રને ચિંતા થઈ કે એ મારૂં ઇંદ્રાસન લેશે, તેથી એમનું તપ ભંગ કરવાને પોતાની ઉર્વસી નામની અપશ્રાને મોકલી. તે તેમના આશ્રમે આવીને હાવ ભાવ કરી દુર્વાસાને મોહ પમાડવા માંડી, પણ દુર્વાસાને તે પર મોહ થયો નહિ. પોતે છ છ માસે સમાધિમાંથી જાગે ને પાછા સમાધિ વશ થાય. આ ઋષિ એને વશ ન થાય તેથી અપશ્રા સ્વર્ગમાં ગઇ, ને ત્યાંથી અમૃત લાવી ઋષિની ઝુંપડી પાસે કેટલુંક ઘાસ ઉગેલું હતું તે પર છાંટયું. તે ઘાસ ખાવાથી ઋષિ વશ થાય. એમ કાર્ય કરીને તે સ્વર્ગમાં ગઇ. પછી જ્યારે ઋષિની સમાધિ છૂટી ત્યારે પેલું ઘાસ ખાધું. તેથી એમની સર્વે ઇંદ્રિયો સચેત થઇ, ને પોતાને ભોગ ભોગવવાના વિષયો પર મનીરામ

બેસવા લાગ્યા. તેથી તે સ્વર્ગમાં જ્યાં ઉર્વસી હતી ત્યાં ગયા, ત્યાં ઇંદ્રે તેમની સારી આગતા સ્વાગતા કરી, સારો આદર સત્કાર કર્યો, પછી ત્યાં રાત્રે અપ્સરાએ નાચ કરવા માંડયો. તેથી દુર્વાસાઋષિ ખુશ થઇ પોતાને હાથે એક લોહનું કડું હતું તે આપ્યું. તેથી ઉર્વશી બહુ ગુસ્સે થઈ ને દુર્વાસાને કહ્યું કે તું આવો પાગલ કેમ; આ સ્થળે સોનું, રૂપું કે ઝવેર એવું કાંઇ આપવું જોઇએ છતાં લોહાનું કડું આપ્યું. એમ કહી ઋષિની નિંદા કરી. તેથી ઋષિએ તેને શાપ આપ્યો; કે તું ઘોડી થઇ જા. આ સાંભળી ઇન્દ્રરાજા વચમાં પડયો. ને ઋષિને બહુ કાલાવાલા કર્યા. ત્યારે ઋષિ કહે કે મારો શાપ મિથ્યા ન થાય, પણ દિવસે ઘોડી ને રાત્રે સ્ત્રી બનશે; ને જ્યારે સાડા ત્રણ વજ્ર એકઠાં થશે ત્યારે એનું મૂળ રૂપ ધારણ કરશે. ને જે એને રાખે તે ભગવાનનો દુષ્મન થાય, આમ કહ્યું કે તે ઘોડી થઈ તરત મૃત્યુ લોકમાં આવી. તેને ડંક રાજાએ રાખી. એને સૌ કોઇ લોકોએ ઘણો સમજાવ્યો ને કહ્યું કે તું કૃષ્ણનો દ્રોહી થઇશ માટે ઘોડીને છોડી દે. છતા તેણે ઘોડી છોડી નહિ. પછી તે શરણે રહેવા અનેક અનેક સ્થળે ગયો, પણ કૃષ્ણનો દ્રોહી તેથી તેને કોઇએ રાખ્યો નહિ. પછી પાંડવો પાસે ગયો તો પાંડવોએ પણ ના કહી. તેથી નદી કિનારે આવી ચિતા ખડકી ઘોડી સાથે બળી મરવા તૈયારી કરતો હતો, તેવામાં ત્યાં નદીએ નાહવા આવેલાં સુભદ્રાએ જોયો. તેથી તેને કહ્યુ કે તું બળીશ નહિ. જા તને ભીમસેન સહાય કરશે તો તેણે કહ્યું કે ભીમે મને ચાર ધક્કા મારી કાઢી મૂક્યો માટે હું તેમની પાસે જતો નથી. સુભદ્રાએ કહ્યું તું હવે જા તને સહાય કરશે. એને મોકલતાં પહેલાં સુભદ્રાએ એને સહાય કરવાનું ભીમસેનને કહ્યું હતું. કે જે આપણે શરણે આવ્યો. તેને કાઢી મૂકાય એવો ક્ષત્રીનો ધર્મ નથી. તેથી તે ફરીને ભીમ પાસે આવ્યો, તેને ભીમે શરણે રાખ્યો. આ વાત યુધિષ્ઠિરે જાણી ત્યારે ના કહેવડા-વવાનું કહ્યું, તો ભીમ કહે કે તમારૂં કહ્યું ઘણા દિવસ સુધી કર્યું

પણ આ વખત કરવાનો નથી. એમ કહેવાથી બધા પાંડવોએ રાખ્યો. પછી કૃષ્ણની સામા લડવા માટે દુર્યોધનાદિની મદદ માગી. તો દુર્યોધનને નાકબૂલ. તેથી ભીષ્મપિતામહ કહે તું નહિ આવે તોપણ હું સહાયમાં જઈશ. તેથી તેઓ પણ સહાય કરવાને કબુલ થયા. બંને પક્ષને સામાસામી લડાઈ ચાલી, ભીમની પાસે ગદા ને કૃષ્ણના હાથમાં સુદર્શન ચક્ર હતું. તેથી તે બેઉ લડવા માંડયાં. બંને આયુદ્ધો લડતાં લડતાં આકાશ માર્ગે ગયાં તેથી અગ્નિના અંગારા ખરવા માંડયા. બંને સેનામાં ત્રાહે ત્રાહે થઈ રહ્યો ભીમને કૃષ્ણ બે હથિઆરો વિનના બાથમ બાથ લડવા માંડયા. કૃષ્ણ જાણે કે મેં ચારૂણ વગેરે દૈત્યોને માર્યા છે તો આ ભીમ શા હિસાબમાં છે; ભીમ કહે કે હું મારા બળથી જીતીશ. એમ કહી બંને લડવા લાગ્યા. લડતા લડતા કૃષ્ણ નીચે પડયા. તે પર ભીમ ચઢી બેઠો. કૃષ્ણને ભીમનો ભાર લાગ્યો તેથી કૃષ્ણ કહે કે અલ્યા તારો આટલો બધો ભાર; તેં મને કોની સહાયતાથી નાંખ્યો છે, તારો રક્ષપાળ ક્યાં છે, તો ભીમે કહ્યું કે મારો રક્ષપાળ નીચે પડયો છે. તે વડે હું સૌને જીતું છું. પછી ભીમ ઊઠયો. પછી કૃષ્ણે હનુમાનને તેડાવ્યા. તે આવ્યા. તેમણે આકાશમાંથી બંને આયુદ્ધોને છૂટાં પાડયાં. બંને હાથમાં એક એકને ઝાલ્યું. પછી ભીમનો જે ભાગ વજ્રનો હતો તે પર હનુમાન આવી પડયા. તેથી ઘોડી મૂળ રૂપ ઉર્વસી હતી તે પ્રમાણે થઈ ગઈ. આ પ્રમાણે તપનો કેટલો બધો પ્રભાવ છે, માટે પ્રભુમાં મન રાખી ભક્તિ કરેતો સૌને પ્રભુ સર્વ પ્રકારે સહાય થાય છે.

૬ દૃષ્ટાંત બીજું.—એક માણસે એક જણને રૂ. ૧૦૦) ધીર્યા હતા તે રૂપીઆ આપતો નહોતો. ઘણી વખત તેની પાસે રૂપીઆ માગ્યા, પણ તેણે આપ્યા નહિ. પછી લેણદારે કહ્યું કે રૂપીઆ ન આપે તો સો ડુંગળીના ગાંઠીઆ ખા, નહિતો સો ખાસડાં ખા, તેથી પ્રથમ તેણે સો ડુંગળીના ગાંઠીઆ ખાવા કબુલ કર્યા, પણ તે બે ચાર ખાધા ને પછી ન ખવાયા. તેથી સો ખાસડાં મારવા કહ્યું.

તે પણ દશ બાર ખાધાં પછી તેનો પણ માર સહન ન થયો. ત્યારે સો રૂપીઆ આપવા કબુલ થયો, ને સો રૂપીઆ આપ્યા. એ પ્રમાણે માણસો પ્રથમથી જ પ્રભુમાં મન રાખી ભક્તિ કરે તો તેનું ફળ સારૂં આવે છે.

દૃષ્ટાંત—ત્રીજું—એક મહાત્મા હતા તેમની પાસે એક શિષ્ય વિદ્યાભ્યાસ કરે કાંઇ શીખે નહિ. સેવા ચાકરી કરે. એમ બાર વરસ સેવા કરતાં કાઢયાં. પછી ગુરુને કહેવા લાગ્યો કે મને ભણુવો—તો તેમણે કહ્યું કે આ શીખવાનું છે. તો તે કહે કે મને આવડશે નહિ. પછી તેની પાસે ગાયના છાણનાં છાણાં થપાવવા માંડયાં. એમ બાર વરસ કાઢયાં, તો પણ કાંઈ શીખ્યો નહિ તે પછી બીજા ગુરુ પાસે ગયો. તો ત્યાં પણ તેજ શીખવાનું હતું તેજ આગળ આવ્યું. તેથી એ સમજ્યો કે પ્રથમના ગુરુ પાસે શીખ્યો હોત તો મારાં આટલાં બધાં વરસ નકામાં જાત નહિ. માટે પ્રથમ સૌ કોઇએ સારા ગુરુ શોધી તે દ્વારા જ્ઞાન મેળવવું. તેથી ભવ સાગર તરાય છે.

ભક્તિ એ એક જ્ઞાનનું સાધન છે. ભક્તિ વિના જ્ઞાન નથી ને નિષ્કામ કર્મ વિના પણ જ્ઞાન નથી, ભક્તિ કરનાર ભક્તે સંસારમાં આસક્તિ રાખી ભક્તિ ન કરવી—ભજન કરવું વગેરે જે કર્મ કરવું તે પ્રભુને અર્પણ કરવું. ધ્રુવને ને પ્રહલાદને જ પ્રભુનો સાક્ષાત્કાર થયો એ તેની ભક્તિનો પ્રભાવ હતો. પુત્ર, ધનાદિ ફળ માટે ભક્તિ કરે તો તેથી ફળી ભૂત નથી. માટે પ્રભુની ભક્તિ—એમની પ્રીતિ માટે તે મોક્ષ મેળવવા માટે કરવી.

ભક્તિને જ્ઞાનનો સંબંધ છે, જ્ઞાન વિના ભક્તિ નથી ને ભક્તિ વિના જ્ઞાન નથી કાક ભૂશંડીએ કહ્યું છે કે કોડો ઉપાય કરો પણ પૃથ્વી વિના જગા નથી, તેમ ભક્તિ વિના જ્ઞાન નથી. ભક્તિથી અભિમાન છૂટે છે, બધે રામ બિરાજે છે. હું બધાંનો દાસ છું, તેથી અભિમાન છુટી જાય છે. શુકદેવજીને માતાના ગર્ભમાં ભક્તિથી જ્ઞાન થયું હતું.

સાધુ ભક્ત પણ વખતે કજીયા કરે છે, દશમી ભક્તિ પ્રેમ લક્ષણા છે. તે પૂર્ણાનંદ છે. એક મહત્મા સને ૧૯૦૭ માં મળ્યા. તો તેમને પૂછવામાં આવ્યું કે શાન્તિ શામાં રહેલી છે. કહે કે હૃદયમાં, તો જે જે લોકો આ સાધુના વેશમાં સડકો પર બેઠેલા જોવામાં આવે છે તે શાન્તિ બતાવે કે કેમ ? તો તે કહે કે જેને પોતાની શાન્તિ નથી તે બીજાને શું બતાવી શકે ?

૭ ભક્તિના પ્રકાર—ભક્તિ અગીઆર પ્રકારની છે ભક્તિથી પ્રભુની આપણા પર કૃપા થાય છે–૧ ભક્તિ–મહંત પુરુષની સંગતને સેવા કરવી. તેથી તેમની આપણા પર કૃપા થાય છે. ૨ કૃપાથી તેઓ આપણા પર દયા લાવે છે, આ બીજા પ્રકારની ભક્તિ છે. ૩ શાસ્ત્રને ગુરુ કહે તેજ ખરૂં છે. તે પર પૂર્ણ શ્રદ્ધાને ભરોસો જોઇએ. આ ભક્તિ ત્રીજા પ્રકારની છે ૪ પ્રભુના ગુણ ગાવાને સાંભળવા, એમાં શ્રદ્ધા જોઇએ–૫ પરમેશ્વરના ગુણ ગાવાથી તેમની આપણા પર પ્રીતિ થાય છે. એ પ્રીતિ એવી જોઇએ કે સ્ત્રી પુરુષ પરસ્પર જેવો પ્રેમ રાખે છે તેવો પ્રેમ એક નિષ્ઠાથી થવો જોઇએ–આ ભક્તિથી પરમાત્માનો અનુગ્રહ થઇ તેમની આપણા પર કૃપા થાય છે. ૬ પરમાત્માના શરીરનું ભાન થાય છે. ૭ પરમાત્મામાં નિષ્ઠા થાય છે ૮ આત્માનો ભાસ થાય છે. ૯ ભક્તિની અપેક્ષા છે. ૧૦ પરમ ભક્ત મહત્ પુરુષની સેવા, એક જીવની સેવા કરનારા ઘણા હોય છે. એના સંબંધથી તે મહત્ કહેવાય છે ૧૧ પરમાત્મા જણાવે–તેમાં પ્રીતિ કરાવે.

૮ દ્રષ્ટાંત—ગોપીચંદન રાજાની માતા વૃદ્ધાવસ્થામાં હતાં તે વખતે ગોપીચંદને વૈરાગ્ય થયો. તેથી ભક્તિ કરવા સંસાર છોડવા માતાની આજ્ઞા લેવા ગયા, પણ માતાએ પ્રથમ ના કહી, પણ તેમનો ઘણો આગ્રહ જોઇ માતાએ હા કહી, પણ સન્યસ્ત ગ્રહણ કરતાં અગાઉ માતાએ તેમને જે બોધ કહેલો તે નીચે પ્રમાણે કે મારી ચાર આજ્ઞાઓ પર ખાસ ધ્યાન આપે તો સન્યસ્ત લેજે, નહિ તો

નહિ. જે આ ચાર આજ્ઞાઓ કહું છું તેનું બરાબર અનુષ્ઠાન કરીશ, તેથી તારૂં કલ્યાણ થશે. તો ગોપીચંદ કહે માતાજી એ ચાર શિખામણો ( આજ્ઞાઓ ) કહો માતા—૧જ્યાં રહેવું ત્યાં કિલ્લામાં રહેવું ૨ ભૂખ લાગે તો છપન પ્રકારનાં ભોજન કરવાં, ૩ ફૂલની સૈયામાં સુવું. ૪ પ્રતિવ્રતા સ્ત્રીની સાથે સુવું. આ પ્રમાણે માતાએ બોધ કર્યો. પછી ગોપીચંદે કહ્યું કે આ ચારમાંથી એકે પ્રતિજ્ઞા મારાથી પળાશે નહિ. કારણ કે જંગલમાં કિલ્લો ક્યાંથી લાવવો. બીજું સન્યાસીની અવસ્થામાં વખતે ભોજન પણ ન મળે તો છપન પ્રકારની રસોઇ ક્યાંથી મળે. ૩ સૂવાને માટે ફૂલ સૈયા ક્યાંથી મળે. વખતે ગમે ત્યાં ભોંયપર પણ સુઇ રહેવું પડે, ૪ પ્રતિવ્રતા સ્ત્રી ક્યાંથી મળે માટે એ પ્રતિજ્ઞાઓ મારાથી નહિ પળાય, પછી મા કહે ભાઇ તું બરાબર સમજ્યો નહિ. જો હું સમજ પાડું.

૧ કિલ્લો—એટલે સતસંગમાં રહેવું તે, મોટા સમુદાયમાં રહેવું તે. એનું નામ કિલ્લો—રાજા કિલ્લામાં હોય ત્યાંસુધી એના જીવને ભય નથી. કિલ્લાનો નાશ શત્રથી એકદમ થતો નથી. સમુદાયમાં એકબીજાની સહાયથી દુઃખની વખતે અડચણ આવતી નથી. એવી વખતે એકબીજાને મદદ કરે છે, ને કોઇ પ્રકારની ચિંતા રહેતી નથી. કોઇ સાથે તકરાર કરવી નહિ. લોભ, મોહ, મદ, ઇર્ષ્યા, અહંકાર એ સૌ તજવાં, આ સંબંધમાં એક દૃષ્ટાંત આપવામાં આવે છે. એક સાધુ હતો, તે પ્રથમ કુહાડી લઇ ફરતો, કેટલાક દિવસે એ કુહાડી રાખવાની ગુરુએ ના કહી. તેથી છરો રાખવા માંડયો. પછી છરાની ના કહેવાથી નાની છરી પાસે રાખે. આ સાધુ બહુ ક્રોધી હતો, તો પણ તેણે ધીમે ધીમે નાની છરી (ચપ્પુ) પણ છોડી દીધી ને સાધુના સમુહથી સુધાર્યો. ૨ ભોજન જે વખતે ખરી ભૂખ લાગે તે વખતે અન્ન ખાવું. એવી છપન પ્રકારના ભોગ જમ્યા એમ કહેવાય છે. એથી અજીર્ણ થાય નહિ, ખાવાની ઇચ્છા ન હોય તો ખાવું નહિ, ભૂખ લાગે ત્યારે લૂખું સૂકું પણ ઘણું મીઠું અને સ્વાદવાળું

લાગે છે. માટે ઠંડીને ભૂખ લાગે ત્યારે જ ખાવું. મહાત્માજીને પોતાની જાતનો અનુભવ. સન્યાસી અવસ્થા વખતે એક ગામમાં ભીક્ષા માગવા ગયા પણ મળી નહિ. બીજે દિવસે પણ તેમ થયું. પછી ત્રીજે દિવસે ગંગાના કાંઠા પર એક નાનું ગામ હતું. ત્યાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેની એક બેન હતી ત્યાં જઇ ચઢ્યા. તેવખતે એની બેન રોટલા બનાવતી હતી. મહારાજને જોઇ બ્રાહ્મણે આદરથી બોલાવ્યા ને ભિક્ષા માટે બે ચાર રોટલા મૂક્યા. તે સાથે અથાણું પણ મૂક્યું. મહાત્મા જમ્યા ને ઘણા ખુશી થયા. તે એવી રીતે કે જાણે મિષ્ટાન મળ્યું. તેથી પણ વધારે આનંદ થયો.

૩ ફૂલોની સૈયામાં સૂવું એમાં એ કે જ્યારે ખરેખરી ઉંઘ આવે ત્યારે સૂવું જ્યારે ખરેખરી ઉંઘ આવે છે તે વખત માણુસને ગાદી તકીઆ કે ઉસીકું કાંઇ જોઇતું નથી. ગમે તેવી જગામાં સુઇ જાય છે. માટે જ્યારે ખરી ઉંઘ આવે ત્યારે સૂવું એ સંબંધમાં એક બીજો દાખલો—

એક રાજા હતો તેની એક દાસી હતી. તે રાજાનો પલંગ પાથરતી, તે પર ફૂલ વેરતી. એમ કરતાં એક દિવસ પલંગ પાથરી તે પર ગોદડાં, ચાદર બિછાવી. તે પર ફૂલો વેર્યાં. પછી પોતાને મન થયું કે રાજાધણી દરરોજ આ પલંગમાં સૂએ છે. તો આજે થોડીવાર હું સુઇ લઉં. એમ કહીને સૂતી તેથી થોડી વારે તેને ઉંઘ આવી ગઇ. એટલામાં રાજા આવ્યા. તેમણે જોયું તેથી દાસીને બે-ચાર ચાબુકો લગાવી. દાસી ઊઠી ને આંખો ચોળતી રડી પડી. પછી હસવા લાગી. રાજાએ આ બંનેનું કારણ પૂછ્યું. કે રડી તે તો ખરી કે તને વાગ્યું. પણ હસી શા માટે તે કહે. દાસી કહે કે હું એક ઘડીભર સૂતી તેમાં આ બે-ચાર ચાબુકો ખાધી તો આપતો આમાં હમેશાં સૂઓ છો. તો આપને કેટલી ચાબુકો વાગશે; તેથી હું હસી. આથી સમજવાનું કે રાજસ પદાર્થોને ઉત્તેજક પદાર્થોનો

ઉપયોગ કરવો નહિ. આ મોહમાં હાસી પડવાથી માર ખાધો તે મુજબ જિજ્ઞાસુએ સમજવું જોઇએ.

૪ **પતિવ્રતા** સ્ત્રી એટલે જગતના ગુરુ પરમાત્મા ઇશ્વર છે. તે અંતરને બહાર બધે છે. એ બધે આકાશ વગેરે સ્થળે વ્યાપિને રહેલા છે. તેમનામાં મન જોડવું. એટલે બ્રહ્મની સાથે મન લગાડી રહેવું. બ્રહ્મની સાથે માયા રહે છે. એટલે માયાને પ્રભુમાં લગાડવી. એ પતિવ્રતા સ્ત્રી. એમનું આલીંગન કરવું. એમના જપ, ધ્યાન, ભજન થાય તેમાં ઉમંગ આવે એ સૈયા ફૂલની છે. બહારનાં સુખો છે તે આખરે હાનિકારક છે, માટે પ્રભુની ભક્તિ કરવી. તે અગીઆર પ્રકારની છે–તે નીચે પ્રમાણે—૧ સત્સંગને સત્સમાગમ કરવો. ને શાસ્ત્રો વાંચવાં, જપ, તપ વગેરે કરવાં, ૨ સત્સંગથી મહાત્માઓની આપણા પર દયાભાવ થાય છે, માટે તેઓ સમજે છે કે ભક્તનો કાંઇ ઉપકાર થાય તો સારૂં. આવો ભાવ તેમનામાં હોય છે. ૩ શ્રવણ ઉપર ને ગુરુશાસ્ત્ર ઉપર શ્રદ્ધાથી આપણને સારૂં જ્ઞાન થાય છે. ગુરુ જે યુક્તિ બતાવે તે પર વિશ્વાસ રાખવો. એથી પ્રભુમાં પ્રીતિ ઉપજે છે. ૪ રામનાં ચરિત્ર તેમના ગુણ, લીલા સાંભળવાં તેમ કૃષ્ણના ગુણ ને લીલા ગાવાં ને સાંભળવાં તેથી તેમનામાં પ્રીતિ થાય છે. ને તે આપણા ઉપર પણ પ્રીતિ કરે છે. ૫ પ્રીતિ પ્રભુમાં કરવી. પ્રીતિ પૂર્વના સંસ્કાર પ્રમાણે થાય છે. પ્રથમ સત્કર્મ એ પરમાત્માનો પ્રેમ છે એ પ્રેમ ભક્તિ છે. ૬ એમની ઉપાસના કરવી. એમના ગુણ ગાવા, ને નિરાકારને સાકાર એ બેમાંથી ગમે તેની ઉપાસના કરવી. ૭ પ્રીતિથી પ્રેમ ઉત્પન્ન થાય છે. ને સાધનસંપન્ન થઇ તેમની ઓળખાણ થાય છે. ૮ શાસ્ત્રને ગુરુથી નક્કી કરવું. બ્રહ્મનિષ્ટ ને શ્રોત્રિય ગુરુનો આશ્રય લેવો. ૯ તેમના જપ કરવા, નિષ્કામકર્મ કરવાં. ૧૦ બ્રહ્મનું પુરેપુરૂં જ્ઞાન થાય છે તેમાં જ આપણી ઉત્પત્તિ ને લય છે. ૧૧ પ્રેમની પરાકાષ્ટા એ ચિદાનંદ આનંદના આપનારા છે. ૯ ભક્તિમાં ઉપાધિ ટાળવી તે સંબંધી એક દૃષ્ટાંત—

નારદ વ્યાસજીને કહે છે મારી માતા ગુજરી ગઇ તે બહુ સારૂં થયું. કારણ કે હું દાસીપુત્ર હતો, મારી મા જેને ત્યાં દાસી હતી ત્યાં જે મહાત્માઓ આવતા તેમની હું સેવા કરતો. તેથી તે મહાત્માઓ મારા પર પ્રસન્ન થઇ જતી વખતે મને એક મંત્ર આપ્યો. ને પ્રભુમાં પ્રીતિ થવાનો બોધ કર્યો. મેં એને મહાન સમજી ધ્યાન કર્યું, ને જાણ્યું કે એ મારો આત્મા છે. મારી મા દાસી તરીકે ઘણું દુઃખ વેઠી મરી ગઇ તેથી હું ખુશી થયો. કારણ કે મને જે પ્રીતિબંધ હતો. તે ગયો. તેથી હવે હું પ્રભુની ભક્તિમાં જોડાયો તેથી મને લાભ થયો. એક દ્રષ્ટાંત—

એક વખત શંકર મહાદેવે સાધુનો વેશ લીધો. ને પાર્વતીજી સાધવી બન્યાં બંને જણ એક શહેરમાં ગયાં. ત્યાં શિવજીને ઘણી ભૂખ લાગવાથી એક ક્રોડપતિને ઘેર આવી દરવાજા આગળ ઉભા રહ્યા ને કહ્યું કે મને ભિક્ષા આપો. તો તે આ સાધુને તથા સ્ત્રીને જોઇ બોલ્યો—કે તમે સાધુ નથી પણ પાખંડી છો. એમ કહી સિપાઇ પાસે ધક્કા મરાવી બહાર કાઢયાં. તો શંકર ( સાધુએ ) કહ્યું કે અબજોપતિ હોજો–એમ કહી ત્યાંથી બંને જણ એક ગરીબ બ્રાહ્મણને ઘેર ગયાં. તેની ગરીબાઇને લીધે કાંઇ ઘરમાં મળે નહિ. જ્યારે બ્રાહ્મણ ગામમાંથી ભિક્ષા માગી લાવે ત્યારે બાઇ રાંધે ને બંને જમે– જે દિવસે શિવપાર્વતી એ બ્રાહ્મણને ઘેર ગયાં તેથી બાઇને ઘણો આનંદ થયો. શંકરે ભિક્ષા માગી પણ ગરીબાઇને લીધે ભિક્ષા આપવાને કાંઇ નહોતું, તો તે બાઇએ નમનતાઇથી કહ્યું કે મારા સ્વામી શહેરમાં ગયા છે તે ભિક્ષા લઇ હમણાં આવશે એટલે હું આપને ભિક્ષા આપું. એમ કહી બેસાડયાં. બ્રાહ્મણ ગામમાંથી ભિક્ષા માગીને આવ્યો. તો તે દિવસે થોડા ચોખા મળેલા, તો આ બંનેને એટલા ચોખામાંથી શી રીતે ભિક્ષા આપે; પછી વિચાર કર્યો કે મારી ગાયનું દૂધ છે તેની ખીર બનાવું, ને સાધુને ને તેમની પત્નીને જમાડું. એમ કહી દૂધની ખીર બનાવી, ને બંનેને ઘણા આનંદથી

જમાડયાં. આ બ્રાહ્મણને એક ગાય હતી તેની તે ચાકરી કરતો, શંકર પાર્વતીને જમાડયા પછી બંને જણે સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી પગે લાગ્યાં. શિવપાર્વતી બંને ગયાં જતી વખતે શંકરે કહ્યું કે આ ગાય મરી જજો. આ જોઇ પાર્વતીજીને નવાઇ લાગી; કે કોડાધિપતિ ધનવાનને ત્યાં ખાવાનું ન મળ્યું ને ધક્કા મુક્કી ખાઇ આવવું પડયું, ને ગરીબ બ્રાહ્મણે મહાદુઃખે ખાવાનું આપ્યું. તેના બદલામાં કોડાધિપતિને અબજોપતિનો આશીર્વાદ, ને આ બ્રાહ્મણની ગાય મરી જજો એવો આશીર્વાદ એ ન્યાય કેવો; પછી શંકર બોલ્યા કે આનો મર્મ તમે ન સમજ્યાં, તે કોડાધિપતિ અબજોપતિ થાય તો તેનામાં ક્રોધ વધે, ને દયાહિન થાય, વળી અભિમાન વધે, પુણ્યદાન કાંઇ કરે નહિ, તેથી એ નરકમાં જાય. આ બ્રાહ્મણને ગાય રોજ બહુ દુઃખ દેતી હતી, તે દરરોજ નાસી જાય; તેથી લાકડી લઇ એને શોધવા જવું પડતું. એ દુઃખ એને ભારે હતું, તે દુઃખમાંથી એને મુક્ત કર્યો, હવે એ સુખેથી પ્રભુનું ભજન કરશે. તેથી મને પામશે. સત્કર્મ એ પરમેશ્વરની ભક્તિ છે, પણ લોકો સંસારી પદાર્થમાં ગુંથાયલા છે. વળી પ્રભુનું સ્મરણ કરવામાં બહુ બહુ અડચણો આવે છે. આવી નારદને પણ પોતાની માની બહુ ફીકર રહેતી હવે તે ગુજરી ગઇ તેથી નારદ ખુશી થયા–પછી તે ઉત્તર દિશામાં ગયા ને એક પીપળાના વૃક્ષ નીચે બેઠા ત્યાં મહાત્માએ જે મંત્રનો ઉપદેશ કર્યો હતો તેનો જપ કર્યો. સર્વમાં આત્મારૂપે પરમેશ્વર બિરાજમાન છે. તે પોતે જાણવા માટે ઘણો યત્ન કર્યો. પ્રભુનું ધ્યાન કર્યું. તેમાં દેહનું ભાન પણ રહ્યું નહિ. અંતરાત્મા પ્રકાસી હૃદયમાં ભગવાન બિરાજમાન થયા. પ્રથમ પ્રેમથી સાકાર મૂર્તિ આવી, પછી નિરાકારમાં વૃત્તિ ગઇ, તેથી અત્યંત ચિત્તવૃતિ આનંદ સ્વરૂપમાં વ્યાપક બધી ઉપાધિથી રહિત ને કશામાં ભેદદષ્ટિ રહી નહિ, ને અભેદ ભાવના થઈ ગઈ, ને એથી કોઇ વસ્તુ આવી નહિ. માટે પ્રભુની ભક્તિ સૌથી મોટી છે.

૧૦ ભક્તિ ફળીભૂત શાથી થાય છે—૧ સર્વમાં આત્મભાવ રાખવો, ૨ સૌદશ્યને દષ્ટા જુએ છે ૩ શરીર મિથ્યા છે, ને આત્મા સત્ય છે. અભ્યાસ અને ભજનથી ભક્તિ ફળીભૂત થાય છે. આ ત્રણ પ્રકારની ભક્તિ માટે ગીતાજીમાં કહ્યું છે કે અધ્યાય ૬ ઠો—જેટલાં વિશ્વ છે. તે બધામાં સંપૂર્ણ મારો આત્મા છે. સર્વ ભૂતો મારો આત્મા છે. જગત, માયાને માયાનાં કાર્ય એ સૌ મારો આત્મા છે. માટે એમાં અભેદ દૃષ્ટિ રાખવી—૨ આ જગતમાં સર્વ દશ્ય પદાર્થ છે બધે આત્મા છે. બ્રહ્મથી માંડીને કીડી પર્યંત બધામાં એક આત્મા છે. માટે સમજવું જોઇએ કે જેમાં જેમાં જુઓ તેમાં બધે સંપૂર્ણ પરમેશ્વર છે. ૩ ભૂતોમાં સંપૂર્ણ આત્મા છે. કે તેજ પિંડમાં છે, એમ સમજવું. મારૂં સ્વરૂપ એજ પરમાત્મા છે. જેની અભેદ ભાવના દૃઢ થઇ હોય તે જ્ઞાનિ છે. સર્વાત્મ ભાવથી, પ્રારબ્ધ કર્મથી શરીર છે. જ્ઞાન સૌનું એક છે ક્રિયા જુદી છે. કૃષ્ણ ભોગી. શુકદેવ યોગીને ત્યાગી, જનક વિદેહી. રામ રાજા, વસિષ્ઠ ઋષિ બ્રાહ્મણ કર્મિષ્ટ આ બધાંને જોતાં એમનામાં સમાનતા પરંતુ પ્રારબ્ધથી ભેદ છે. પ્રભુ ભક્તને સહાય કરે છે તેનો દાખલો પ્રહલાદ એ હિરણ્યકશ્યપુનો છોકરો રાક્ષસ કુળમાં એનો જન્મ થયો હતો. પરંતુ પ્રભુનો એ પૂર્ણ ભક્ત હતો. તે પાંચ વર્ષનો થયો ત્યારથી પ્રભુની ભક્તિ કરતો. રામ નામનું સ્મરણ હંમેશાં કરતો, તે એના બાપને ગમતું નહિ. તેથી એને બહુ દુઃખ દીધું, પણ ભક્તિ છોડી નહિ. તેથી એને ગુરુને ત્યાં ભણવા નિશાળે બેસાડયો. એના ગુરૂ સંડારક હતા. એ શુક્રાચાર્યના પુત્ર થાય તેમની પાસે એ રહ્યો પણ રામનું નામ છોડે નહિ. તે ઘણાએ ના કહે પણ વધારે વધારે પ્રભુનું ભજન, કીર્તન કરે, એક વખત યોગ્ય કામને માટે નિશાળ પ્રહલાદને સોંપી ગુરૂ બીજે ઠેકાણે ગયા. તો તે સમયે બધાં છોકરાંને રામ નામ ભણતાં શીખવ્યું. એટલામાં ગુરુ આવ્યા—ને સૌને રામનું નામ લેતાં સાંભળ્યું તેથી બહુ ગુસ્સે થયા ને પ્રહલાદને બાંધીને હિરણ્યકશ્યપુ

પાસે લઇ ગયા તો ત્યાં પણ પ્રભુની ભક્તિ છોડી નહિ–તેથી તેને ઘણું દુઃખ દીધું. હાથીના પગ તળે છૂંદી મારવા કર્યું, પહાડપરથી ફેંકી દીધો. પોતાની બેન પ્રહલાદને લઇ ચિતામાં બેઠી, તેમાં હોલીકા બળી મુઇ, પણ પ્રહલાદનો બચાવ થયો. વળી બળતા લોઢાના સ્તંભે બઝાડયો પણ કશાથીએ મુઓ નહિ એ પ્રભુની ભક્તિનું પ્રાબલ્ય આખરે એ અસુરનો નાશ થયો.

## ભક્તિ

જે પ્રભુની ભકિત કરે છે. તે પોતાનું કલ્યાણ ઇચ્છી કરે છે. એવા જન કલ્યાણના અધિકારી છે. પ્રભુની ભક્તિમાં આરૂઢ થવા માટે સંતસંગ થવો જોઇએ. પણ તે દુર્લભ છે, જેને સતસંગ થાય છે તે પુરો ભાગ્યશાળી સમજવો. ભકિત કોઇ પણ વિષય–વિષે જે પ્રકરણ આરંભવું હોય, જેમ કે ભકિતનું ગાયન કે ભાષણ જે આરંભ્યું તે પુરૂં કરવું જોઇએ, અધુરૂં મૂકવાથી તેમાં દોષ આવે છે, ને શ્રોતાના તરફથી વખતે ખોટા શાપ મળે છે. માટે ભકિત યા ભાષણ કે કથા પુરાં કરવાં, અધુરોં મૂકવાં નહિ. તે સંબંધમાં એક એક દાખલો––

એક રાજા હતો, તેને એક કુંવર હતો, તે એક દિવસ શિકાર કરવા માટે ગયો, તેને રસ્તામાં એક વણિકનો પુત્ર સામો મળ્યો. તેના સામું પોતે થોડીવાર જોઇ રહ્યો, તે જાણે કે પોતોનો સગો ભાઈ હોય એવી અસર તેના મનપર થઇ. તેથી તેને પોતાના ભાઇસમાન ગણી પોતાના સાથે શિકાર રમવા પોતાને ઘેરથી એક બીજો ઘોડો મંગાવ્યો, તે પર બેસાડી પોતાની સાથે લઇ ગયો. ને પછી સાંજે બંને જણ ઘેર આવ્યા, આ બેઉ જણને એવો પ્રેમ બંધાયો કે તે વણિકના છોકરાને જરા પણ અળગો કરે નહિ. પણ પોતાને ત્યાંજ રાખે, ને પોતાનો જાણે ધર્મનો ભાઇ છે એમ ગણ્યો. રાજાના કુંવર માટે લગ્નનાં માગાં આવ્યાં, તે વખતે કુંવરે કહ્યું કે મારાં લગ્ન

થાય ને મારા ભાઇનાં પણ થવાં જોઇએ, તે સિવાય મારે પરણવું નથી. પછી વણિક પુત્રે કહ્યું કે તમે હાલ લગ્ન કરો મારૂં આગળ થઇ રહેશે, આથી કુંવરનો વિવાહ કર્યો. હવે રાજાનો કુંવર દરરોજ સત્યનારાયણની કથા કરતો. તે કથા ગાયનમાં કરતો, તે એની મા ને બીજાં મહેલનાં માણસો સાંભળવા માટે આવતાં. દેવતા લોકો પણ આ કથા અદશ્ય રહીને સાંભળતાં. ત્યાં સાંભળવાને ગાંધર્વોની ચાર કન્યાઓ આવી હતી. રાજાના કુંવરને ને તેની માને વચમાં ઉંઘ આવવાથી કથા બંધ કરી. આથી ગાંધર્વોની કન્યાઓને જે સાંભળવાનો રસ હતો તે બંધ પડયો. તેથી રાજાના કુંવરને આ ચારે જણીઓએ શાપ આપ્યા, પહેલીએ એવો શાપ આપ્યો કે આ રાજાનો કુંવર પરણવા જશે. તે વખતે હું સોનાનું સાંકળું રસ્તામાં નાંખીશ, ને ગાડીમાંથી ઉતરી રાજાનો કુંવર લેવા જશે, તે વખતે એ સાંકળાનો સર્પ થઇ તેને કરડશે આથી તે મરી જશે. પછી બીજીએ કહ્યું કે જો તારા શાપથી એ બચી જશે તો હું આંબાપર કેરીઓનાં સારાંફળ બતાવીશ, તે મોહથી લેવા જશે તો તેમાંથી સર્પ નીકળી તેને ડંશશે. પછી ત્રીજીએ કહ્યું કે તમારા બેથી એ નહિ મરે તો જ્યાં એ પરણવા જશે. તો ત્યાંનો દરવાજો તે પર તૂટી પડશે તે તળે ચગદાઇને મરી જશે. પછી ચોથીએ કહ્યું કે એ તમારાં બધાંથી નહિ મરે તો જે વખતે એ પરણી રણવાસમાં બે વરવધુ એકાંતમાં જશે. ત્યાં રાજાના કુંવરને સો છીંકો આવશે. તે વખતે એને કોઇ એમ કહેનાર નહિ હોય કે **दीर्घायुर्भव** એમ કહે તો જીવે, નહિ તો તેનું અવશ્ય મોત થાય, આમ ચારે કન્યાઓએ શાપ આપ્યા. તે આ વણિકનો પુત્ર જે એનો ધર્મનો ભાઇ હતો. તે ધનુષ્યબાણ લઈ સૌનું રક્ષણ કરતો હતો. તેણે સાંભળ્યું. તેણે મનમાં વિચાર કર્યો તે મારે ગમે તેમ કરી આ રાજાના કુંવરને જીવાડવો. આ વાત વણિકના પુત્ર સિવાય કોઇ જાણતું નહોતું. ને ચાર કન્યાઓએ એવું કહેલું કે જે વાત આ જાણતો હોય તે કુંવરને કહે તો તે પણ મરી જાય. તેથી

એણે કુંવરને પણ આ વાત કરી નહિ ને પોતાના મનમાં રાખી. આ પછી સૌ કોઇ પોતાને સ્થળે જઇ સુઇ ગયાં. પછી થોડે દિવસે રાજાકુંવરને પરણવા જવાનું થયું. જાન આગળ નીકળી સૌ જાનનાં માણસો આગળ ચાલતાં હતાં, રાજાનો કુંવર ને એનો ધર્મનો ભાઇ બે જણ પાછળ હતા, તેવામાં રસ્તામાં એક સ્થળે સોનાનું સાંકળું પડેલું કુંવરના જોવામાં આવ્યું; તે લેવા કુંવરનું મન લલચાયું, તે ઘોડેથી ઉતરી લેવા જતો હતો તેવામાં વણિક પુત્રે કહ્યું કે એ લેવાનું નથી. કેમકે એ માયાવિ છે. કેમકે આગળ ઘણાં માણસ ગયાં તે લે નહિ, માટે ચાલો, એમ કહી લેવા ન દીધું. આગળ જતાં થોડે દૂર ગયા કે એક આંબાપર ઘણી સરસ કેરી લાગેલી જોવામાં આવી તે પણ આ કુંવરને લેવાનું મન થયું. તેથી તે લેવા ગયો પણ વણિક પુત્રે કહ્યું કે એ લેવાની નથી એ માયાવિ છે. કારણ કે આપણી આગળ ઘણાં માણસો ગયાં છે. તે કોઇએ લીધી નથી માટે લેવાની નથી. એમ ન લેવા દેતાં આગળ ગયા. પછી રાજાની કુંવરીના બાપનું ગામ આવ્યું. ત્યાં માંડવામાં પેસતાં વચ્ચે દરવાજો આવ્યો, કુંવર જેવો માંહે પેસવા જાય છે કે વણિક પુત્રે કહ્યું કે હમણાં પાંચ મિનિટ થોભો—પછી જવાશે તે મુજબ પાંચ મિનિટ થોભ્યો, તેટલામાં પેલો દરવાજો પડી ગયો. આવી રીતે ત્રણ ઠેકાણે રાજાના કુંવરનો જીવ બચાવ્યો, પણ ચોથી વખતનો જીવ બચાવવો ઘણો અઘરો હતો. કારણ કે રણવાસમાં એકાંત હોય છે.

વરકન્યા રાત્રે પરણી ઊઠયા પછી બંનેને પોતાના રહેઠાણે જવા સાથે કેટલાંક બૈરાં વળાવવા ગયાં. તે વખતે આ વણિક પુત્રે બૈરીનો વેષ લઇ તેમના ભેગો ગયો. બૈરાં મહેલથી પાછાં વળ્યાં તે વખતે આ જોઇ છાનોમાનો મહેલમાં ઘુસી ગયો. ને પલંગની નીચે જઈ સુતો. રાજાનો કુંવર પલંગ પર આવી બેઠો ને જેવાં બંને જણ વાતચીત કરે છે, એટલામાં રાજાને છીંક આવી. એટલે વણીકપુત્ર જે સ્રીના વેશમાં હતો તેણે ધીમેથી કહ્યું **દીર્ઘાયુર્ભવ** એમ ધીમેથી કહ્યું.

એવી સો છીંકો આવી તો તેટલી વખત તેણે તે પ્રમાણે કહ્યું. તેથી રાજાના કુંવરનો જીવ બચ્યો. પછી સવાર થયું એટલે એ ઊઠીને જતો હતો. તેવો જ તેને પકડયો. ને કહ્યું કે તેં અમારો ગુપ્ત રણવાસ જોયો, અરે દુષ્ટ તેં આ શું કર્યું, જા તારૂં મોઢું દેખાડીશ નહિ. એમ કહી કાઢયો. પછી તેનો ઇન્સાફ કરતાં તેને ફાંસી દેવાનો હુકમ કર્યો. જે દિવસે ફાંસી દેવાની હતી તે વખતે એમ પૂછવામાં

આવે છે કે તારે કાંઇ કહેવું છે; તો તેણે કહ્યું કે હા મારે કુંવરને મળવું છે, પછી ફાંસી દેજો. કુંવર કહે જા દુષ્ટ મારે તારૂં મુખ નથી. પછી બીજીવાર કહ્યું કે મને એકવાર કુંવરને મેળવો. મારે કાંઇ કહેવું છે. પછી મને ફાંસી દેજો આથી કુંવરે તેને મળવા આવવા રજા આપી. તે આવ્યો એટલે તેણે કુંવરને સત્ય નારાયણની કથા કરેલી તે યાદદેવડાવી કહ્યું કે અર્ધી કથાએ તમે ઉંઘી ગયા તેથી ચાર કન્યાઓ ગાંધર્વની આવી હતી તેમણે તમને શાપ આપ્યા તો ત્રણ લખત મેં તમને બચાવ્યા. પણ ચોથી વખત શી રીતે બચાવવા. તેથી બૈરીનો પોશાક પહેરી અંદર આવ્યો હતો. તમને સો છીંકો આવી તે વખતે મેં કહ્યું કે **दीर्घायुभवः** તેથી આપનો જીવ બચ્યો છે. ને લાંબી આયુષ્ય વાળા થયા છો. હવે ભલે મને ફાંસીએ દ્યો. આ બોલ સાંભળતાં પોતે પ્રેમના આવેશમાં આવી તેને એક દમ ગળે બાઝી પડયો. ને કહ્યું કે ભાઇ તને ધન્ય છે. કે તેં મારો જીવ બચાવ્યો, ને લાંબા આયુષ્ય વાળો કર્યો. વણિક પુત્રે કહ્યું આ હકીકત હું તમને પ્રથમ જણાવત. પણ તેઓએ એમ કહેલું કે જે જાગનો હોય ને આ હકીકત રાજાને કહે તો તે મરણ પામે, તેથી આ વાત મેં આગળથી આપને જણાવી ન હોતી. માટે કોઇ વાત, ભક્તિ કે કથા આથી વચ્ચે અધુરી મૂકવી નહિ પૂર્ણ કરવી—ભક્તિ વચ્ચે છોડવી નહિ.

**૧૩ ભકિત, શ્રવણ વગેરે પ્રેમથી કરવાં**—સવરી એક ભીલડી હતી પણ તે ઋષિ મુનિઓની સેવા કરતી. વનમાં ઘણા ઋષિઓ

રહેતા હતા, તે બધા ધ્રુમ ઋષિના શિષ્યો હતા, ત્યાં આ સવરી સૌની સેવા કરતી, પણ ઋષિ કુમારો તે હલકી જાત છે એમ કહી તેનો તિરસ્કાર કરતા, પણ તેને એ લેખવતી નહિ. પોતે રાતમાં ઊઠી લાકડાંની ભારી લાવી સૌ ઋષિઓની ઝુંપડીએ નાંખી આવતી. ને તેમની આસપાસની ઝુંપડીએથી બધે વાળી ઝાડીને સાફ કરતી. ધ્રુમ ઋષિ કથા કરતા તે પ્રેમથી દૂર રહી સાંભળતી. આથી તેને કેટલુંક જ્ઞાન થયું. ઋષિ કુંમારો લાકડાં બાળે એમ કરતાં સૌએ વિચાર કર્યો કે આ લાકડાં કોણ નાખી જાય છે, ને આ વાળી ઝાડી સાફ કોણ કરે છે. તે એક જણે છુપાઇ રહી જાયું. તો આ કામ સવરીનું હતું એમ માલુમ પડયું. આથી ધ્રુમ ઋષિ પ્રસન્ન થઇ તેને કહેલું કે તને પ્રભુ મળશે. આથી તે હમેમાં પ્રભુની આવ્યાની વાટ જોતી—

જ્યારે રામચંદ્રજી અયોદ્ધાથી વનમાં જવા નીકળ્યા તે દિવસથી સવરી ઉંચા ઝાડ પર ચઢીને, ને પર્વત પર પણ ચઢી રામનાં દર્શન કરવા આતુર રહેતી, પણ તે ન દેખાય તેથી નિરાશ થઈ પાછી વળતી. એમ કેટલાય દિવસ વિત્યા. દરરોજ બોર વીણી લાવે ને ચાખે તેમાંથી જે મીઠું લાગે તે આ મારા પ્રભુજીનું એમ કહી રાખી મૂકે. એમ કરતાં ઘણા દિવસે પ્રભુ આવ્યા. ને તેને દર્શન થયાં. તેને ત્યાં પ્રથમ પધાર્યા. પોતાની ફાટી તૂટી સાદડી પાથરી તે પર રામને બેસાડી પોતે જે અજીઠાં બોર રાખ્યાં હતાં તે તેમની આગળ મૂકયાં. તે પ્રેમથી લીધાં ને આરોગ્યાં, આ ભક્તિ પ્રેમની છે. તેજ પ્રમાણે પાંડવો ને કૌરવોને જ્યારે યુદ્ધ થયું તે વખતે કૃષ્ણે દુર્યોધનની ઘણી પ્રકારની રસોઈ જમ્યા ન હોતા. પણ વિદુરને ત્યાં ભાજીને માન આપ્યું હતું. વળી પ્રેમથી કેળાંની છાલ ઉખાડેલી તે આપવાથી ખાધી. આ પ્રેમ ભકિત. ભીષ્મદ્રોણુ વગેરે ભકતો હતા પણ બધાંને ત્યાં નહિ જતાં વિદુરને ઘેરજ ગયા. ને ત્યાં જમ્યા. ભગવાનની ભકિત બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય યા શુદ્ર ગમે તે કરે તે પ્રભુ સ્વીકારી

લે છે એમને કોઇ ઉંચ નીચ નથી ભક્તને દર્શન દે છે માટે ગમે તેમાં પ્રેમ રાખી ભક્તિ કરો તો તે ફળ આપે છે. ચહાયતો ગુરુમાં ભાવ રાખો. ને તેમની ભક્તિ કરો એ પણ શ્રેષ્ઠ છે. ગુરુ એમાં બે અક્ષર છે ગુ=અંધારૂં, આવદ્યા ને રુ=નાશ કરનાર જે અંધારૂં અથવા અવિદ્યાનો નાશ કરનાર તે ગુરુ. ગુરુ કલ્યાણ કરવા વાળા છે.

૧૪. **જોઇએ તેવા ગુરૂ મળતા નથી.** હાલ જોઇએ તેવા ગુરુ મળતા નથી, ધન હરણ કરે એવા ગુરૂ મળે છે. એ સંબંધમાં એક દાખલો આપવામાં આવે છે તે નીચે પ્રમાણે—એક બિલાડી હતી તે કોઇના ઘરમાં માટીના વાસણમાં દૂધ હશે તેમાં મોં ઘાલી દૂધ પીધું. પણ વાસણમાંથી મોં નીકળે નહિ કેમકે તે વાસણ (હાંલ્લાનું) મોં સાંકડું હતું તેથી માંહેથી મોઢું નીકળે નહિં. તેથી હાંડી લઇ બહાર આવી, તેથી છોકરાં તે હાંડીવાળી બિલાડી, હાંડી વાળી બિલાડી કહી પજવવા માંડી, એમ કરતાં હાંડી ભાગી ગઇ. પણ કાંઠલો ગળામાં ભરાઇ રહ્યો. તે નીકળે નહિ. તેથી જ્યાં જાય ત્યાંથી સૌ કોઈએ મારી કાઢવા માંડી એમ બે ચાર દિવસ સુધી ભૂખે મુઇ. તેથી ત્યાંથી બહાર જંગલમાં નાસી ગઇ. ત્યાં ઉંદરો ઘણા હતા તે બિલાડીને આવતી જોઇને ચપોચપ દરમાં પેશી ગયા. ને એક બીજાને કહેવા લાગ્યા કે માસીબા બહાર આવ્યાં છે; માટે કોઇ બહાર નીકળશો નહિ. તેથી અહીં બિલાડીનો કાંઇ ભૂખનો પત્તો લાગ્યો નહિ. તેથી ઉંદરોને કહેવા લાગી કે હું તો કેદારનાથ જઇ આવી છું, હવે શિકાર કરવાનું ને કોઇ પણ પ્રાણીને મારવાનું છોડી દીધું છે. મારે ગળે જુઓને આ કેદારનાથનું કંકણ છે. હવે મને જીવ મારતાં બહુ દયા આવે છે. આથી ઉંદરોને તેનાપર વિશ્વાસ આવ્યો, અને તે બહાર આવ્યા. આવ્યા પછી તેણે કહેવા માંડયું કે મારી સાથે તમે આવો તો હું તમને કેદારનાથની જાત્રા કરાવું. ઉંદરોને વિશ્વાસ આવવાથી બધા ઉંદરો બહાર આવ્યા. તે આશરે હજારેક હતા. પછી આગળ બિલાડીને પાછળ ઉંદર જાત્રા કરવા

ચાલવા માંડયું, થોડેક ગયા પછી બિલાડી કહે કે તમે બધા આગળ ચાલો ને હું તમારી પાછળ ચાલું કારણકે કોઇ ઉંદર પાછળ રહી જાય નહિ. એમ કહી ઉંદરોને આગળ ચલાવ્યા ને પોતે પાછળ રહી. રસ્તે ચાલતાં દરરોજ દશ દશ ઉંદરોને પાછળથી મારે એ એટલા ઉંદરમાં કોણ જાણે કે ઓછા થાય છે એમ કરતાં તેમનો સરદાર એક બાંડો ઉંદર પણ બિલાડીના મુખમાં આવી ગયો. પછી આગળ જતાં બધા ઉંદરો ઉભા રહ્યા. કે ભાઇ આપણો સરદાર કયાં છે. તે જોતાં દેખાયો નહિ તેથી સૌને વહેમ પડયો કે હવે બધા ઉંદરો ગણી જુઓ કેટલા છે . તો નવસેં થયા. માંહેથી સો ઉંદર ઓછા થયા, હવે ત્યાં પહાડની ગુફા હતી તેમાં બધા ઉંદરો ભરાઇ ગયા, બિલાડીએ પછી ઘણા કાલાવાલા કર્યા પણ બહાર કોઇ નીકળ્યા નહિ, ને કહ્યું કે અમારે જાત્રા કરવી નથી. માટે કેદારના કંકણવાળાં શાંતિ માસી તમારો સંગ અમારે જોઇતો નથી. આવી રીતે ગુરુઓ પણ શિષ્યોને મંત્રો આપી દ્રવ્યથી ઠગે છે. ને પછી ભ્રમ પણ ઘાલે છે કે આ મંત્ર કોઇને કહેવો નહિ. જે ગુરૂ દ્રવ્યનું હરણ કરનારા છે. તે શિષ્યોને કાંઇ લાભ કરનારા નથી. આ બાબતમાં એક બીજો દાખલો આપવામાં આવે છે.

એક શેઠ હતો તે એક ગામથી બીજે ગામ જતો હતો, તેની પાસે સોએક રૂપીઆ હતા તેને રસ્તામાં એક હડકાઇ શિયાળ મળી તેથી શેઠે જાણ્યું કે આ શિયાળ મને કરડી ખાશે, તેથી એકદમ સામે જઇ તેના કાન પકડી લીધા તેથી બેઉ જણ સામસામી લડવા માંડયાં. વેપારી કાન છોડે નહિ કારણકે કાન છોડે તો શિયાળ તેને ખાઇ જાય તેથી તેને પાછો હઠાવતો જાય તેમ ખભે ભરવેલી પોટલીમાંથી રૂપીઆ ગરતા જાય તે બધા રૂપીઆ નીચે ગરી પડયા. એટલા સમય સુધી એ શિયાળને પાછી હઠાવી લઇ ગયો. એટલામાં એક બીજો વેપારી આવ્યો. તેણે પાછળ પડેલા રૂપીયા જોયા. તે જોતો જોતો પેલા શિયાળના કાન પકડેલા વેપારી પાસે જ્યાં શિયા-

ળને પાછી હઠાવે છે ત્યાં આગળ આવ્યો ને તેને પૂછ્યું કે ભાઇ આ શું કરો છો તો તે કહે કે આના કાન પકડી રૂપીઆ અધાવું છું. તો તે કહે કે આ સો રૂપીઆ કેટલા ઘંટામાં (કલાક) અધાવ્યા. તો તે કહે કે અરધા ઘંટામાં આટલા થયા છે. તો તે કહે કે અરધા ઘંટામાં આટલા થયા છે. તો તે કહે કે મને બે ચાર ઘંટા અધાવા દે તે પાંચ ઘંટામાં તો હજાર રૂપીઆ થશે. એમ જાણી શેઠને આગ્રહપૂર્વક કહ્યું. પછી પેલા શેઠે કહ્યું કે બસેં રૂપીઆ આપું તો અધાવા દઉં. તો તેણે હા કહ્યું તેથી પોતાની પાસે બસેં રૂપીઆ હતા તે આપ્યા. તેથી તેણે પેલી શિયાળના કાન પકડાવ્યા. ને પોતે પડેલા રૂપીઆ વીણી લીધા ને પછી તેને કહ્યું કે-એતો શિયાળ છે માટે જો એના કાન છોડીશ તો તે તને ખાઇ જશે. એમ કહી પેલા પડેલા રૂપીઆ વીણી લઇ રસ્તે પડી ગયો. એમ કેટલાક ગુરુઓ ઉપદેશ કરી દ્રવ્ય પડાવી પોતાનો નિર્વાહ ચલાવે છે. ને કહે છે કે આ મંત્ર છોડતા નહિ તેથી ગુરૂ ને શિષ્ય બંને નરકમાં પડે છે માટે ગુરુ કરવા તે પણ પુરો વિચાર કરી કરવા.

પ્રેમથી પ્રભુએ સવરીનાં બોર આરોગ્યાં ને લક્ષ્મણને પણ કહ્યું કે આ બોર તો જો, કે જે મેવો આપણને કૌશલ્યા માતા આપતાં તે કરતાં પણ અધિકજ મીઠાં છે. લે આ એક બોર ચાખી જો. તે બોર લક્ષ્મણે લીધું. પણ મનમાં ગ્લાનિ થઇ કે આવી અધમ ભીલડીનાં ઉચ્છિષ્ટ બોર કેમ ખવાય, એમ કહી બોર નાખી દીધું. તે ભગવાને દીઠું. પછી કહ્યું કે આ બોરનો તેં ત્યાગ કર્યો ને કેમ ખવાય એમ કહી નાખી દીધું તો એનો ત્યાગ કરવાથી તને મોતનો વખત આવશે, જ્યારે ઔષધિ આવશે ત્યારે સાજો થઇશ. આ પ્રમાણે ભક્ત ઉપર પ્રભુ મહેર કરે છે.

**૧૫ ભક્તિ નવ પ્રકારની** છે—૧ સંતની સેવા કરવી. ૨ તેમની વાણીથી મારી કથા વારતા સાંભળવી. ૩ ગુરુની સેવામાં તત્પર રહેવું. ૪ મારા ગુણોનો સમુહ કપટ છોડી દઇ ગાવો. ૫ મંત્ર

જાપ દઢ વિશ્વાસ રાખીને કરવા. ૬ દમને શીલ પવિત્રપણાથી કર્મ કરવાં ને તે પ્રભુને અર્પણ કરવાં. તે રાગદ્વેષ રહિત કરવાં. ૭ મહત્માની પ્રાપ્તિને માટે પ્રયાસ કરવો. ને પોતાના રૂપ જેવું જગતનું રૂપ જોવું. એમાં ભ્રમભાવ રાખવો નહિ. ૮ જે પ્રાપ્ત થાય તેમાં સંતોષ માનવો. ૯ છલ કપટ રહિત મારી ભક્તિ કરવી. ને તે પર શ્રદ્ધા રાખવી તે પર એક દ્રષ્ટાંત—

એક વ્યાસજી કથા કરતા હતા. તે કથા સાંભળવા ઘણા લોકો આવતા તેમાં એક ગુર્જરી ( દૂધ વેચનારી ) આવી તે દિવસે કથામાં એમ આવ્યું કે રામ નામ એ એક ભવસાગર તારનારી નૌકા છે. તે બોલઆ ગુર્જરીએ સાંભળ્યો. તે રોજ જુમનાજીના પુલ પર થઇને દૂધ દહીં વેચવા આવતી તેથી તેને પુલના ટોલના ચાર પૈસા આપવા પડતા જ્યારે આ શબ્દ તેના કાનપર પડયો ત્યારે પોતાને શ્રદ્ધા થઇ કે રામ નામ એક નાકા છે, તો તે મને જુમનાંજી પાર કેમ નહિ ઉતારે। એમ એમાં શ્રદ્ધા રાખી તે જુમનાં ઉતરવા માંડી. તે પાણી ઉપર ચાલે તો પાણી તેના પગનાં ચાપવાં સુધી આવે, ને નદી ઉતરી પડે. એમ એક વરસ સુધી દરરોજ આવે ને જાય તેથી એને રોજના ચાર પૈસા બચતા. પછી તેના મનમાં વિચાર થયો કે આ વ્યાસજીના પ્રતાપથી મને એક વરસના રોજના ચાર પૈસા બચવાથી ઘણો લાભ થયો છે. માટે એમને ઘેર તેડી જઈ જમાડું, આવા વિચારથી તેણે વ્યાસજીને નોતરૂં દીધું. ને કહ્યું કે કાલે આઠ વાગે આપને બોલાવવા આવીશ. ગુરુએ જમવા જવાની હા કહી. ગુર્જરીએ કહ્યું કે નદી ઉતરી સામે પાર જવાનું છે. ગુરુ કહે ઠીક બીજે દિવસે ગુર્જરી આઠ વાગે વ્યાસજીને તેડવા આવી, તો ગુર્જરી આગળને વ્યાસજી પાછળ ચાલવા માંડયા. ગુર્જરી તો રોજ નદી ઉતરીને જતી હતી તે મુજબ વ્યાસજીને પણ કહ્યું કે મારી પાછળ પાછળ આવો. ગુરુ જાણતા હતા કે આ ઠેકાણે કાંઇક થોડું પાણી હશે તેથી ઉતરાતું હશે. ત્યાં થઇ લઈ જાય છે. તેથી તે તેની પાછળ

પાછળ ગયા, ગુર્જરી તો આગળ ઘણી નીકળી ગઇ, ને ગુરુને તો પાણી કેડસમુને પછી છાતી ને ગળા બરાબર પાણી આવ્યું. ને તણાવા લાગ્યા. ગુર્જરી કહે મારી પાછળ આવો, ગુરુ કહે કે હું તો તણાઉં છું. તું શી રીતે જાય છે. ગુર્જરી કહે કે હું તો તમારે વિશ્વાસે કામ કરૂં છું તેથી રામ નૌકા વડે આ નદી તરૂં છું. ગુરુ કહે મને તારા જેવી શ્રદ્ધા નથી. ગુરુ વાંચે, ઉપદેશ કરે, પણ પોતે શ્રદ્ધા ન રાખે તો હજાર વર્ષે એ પણ તરી શકતા નથી. ને શ્રોતા શ્રદ્ધાથી સાંભળે ને તે મુજબ વર્તન કરે તો પાર ઉતરે છે.

**૧૬ ભક્તિથી પ્રભુ સહાય થાય** છે--ભવિષ્યમાં જે થવાનું હોય છે તે થાય છે એ કોઇ મિથ્યા કરતું નથી તે સંબંધમાં એક દ્રષ્ટાંત—

એક રાજા હતો તેને બે કુંવરીઓ હતી. એક દિવસ તેને ઘેર એક મહાત્મા ભિક્ષા માગવા આવ્યા. તે નારાયણ હરે એમ કહી બારણા આગળ આવી ઉભા રહ્યા. તેથી રાણીએ મોટી કુંવરીને ભિક્ષા આપવા મોકલી, એટલે મહાત્માએ આશીર્વાદ આપ્યો કે અખંડ સૌભાગ્યવતી ભવ પછી બીજી નાનીકુંવરીને ભિક્ષા આપવા મોકલી તેણે ભિક્ષા આપી તો તેને કહ્યું કે પુણ્યવાન ભવ. પતિ નહિ મલે. આ શબ્દો રાણીએ સાંભળ્યા. પણ તેનાથી કાંઇ કહેવાયું નહિ મહાત્મા પોતાને મુકામે ગયા. પછી થોડે દિવસે વળી ફરીથી આવ્યા તો તે વખતે પણ તે મુજબ રાણીએ બંને કુંવરીઓને ભિક્ષા આપવા મોકલી. તો પ્રથમ મુજબ મોટી કુંવરીએ ભિક્ષા આપી ત્યારે પ્રથમ મુજબ આશીર્વાદ દીધો કે અખંડ સૌભાગ્યવતી ભવ વર સારો મળે. પછી જ્યારે બીજીએ ભિક્ષા આપી તો તેને પણ પ્રથમ મુજબજ કહ્યું કે પુણ્ય-વાન ભવ, વર નહિ મળે. આ વખતે રાણી બંને કુંવરીઓની સાથે હતી તે મહાત્માને પગે પડી ને બોલી બાપજી આમ કેમ કહો છો. તો તે મહાત્મા કહેવા લાગ્યા કે મોટી લડકીના નસીબમાં વર છે ને નાનીને નથી, તેને કદી વર મળશે તો મુએલો મળશે આથી રાણી બહુ દીલગીર થઇ મહાત્મા ગયા પછી કેટલેક દિવસે મોટી કુંવરીનાં

લગ્ન થયાં, પણ નાનીનાં ઝટ થાય નહિ. જ્યાં જ્યાં વિવાહની વાત કરે કે વિવાહ કરેલો પુરુષ મરી જાય. એમ બે ચાર ઠેકાણે પૂછ પરછ થઇ તેથી તેઓ મરી ગયા. તેથી બધે વાત ચરચાઈ તેથી કોઇ એની સાથે સગાઇ કરે નહિ. અને રાજાને રાણી બહુ દીલગીર થયાં. રાજાએ પંડિતોની સભા કરી ને કુવરી સંબંધી પૂછ્યું કે એના નસીબમાં શું છે. તો પંડિતો એ કહ્યું કે એને વર મળશે નહિ ને મળશે તો મરેલો મળશે—આ સાંભળી રાજાએ મનને વિચાર કર્યો કે એને જંગલમાં મૂકી આવવી. પછી તે સાંજે ઘેર ગયો. તે ખાતી વખતે ભોજનગૃહમાં ગયો ત્યાં રાણીએ ખાવાનું પીરસ્યું, પણ રાજાએ તે ખાવાનું ખાધું નહિ, ને ખાધા વગર ઉઠી ગયા. આમ કરવાનું કારણ રાણીએ પૂછ્યું આમ કમ? રાજા કહે કે આ નાની કુંવરીને સવારે જંગલમાં મૂકવા જવાનું છે. કારણકે એને પતિ મળતો નથી. રાણી કહે કે જો પુત્ર હોત તો ઘેર રહેત તેમ એને પુત્ર ગણી ઘેર રાખો. રાજા કહે ઋતુ પ્રાપ્ત થાય કે માબાપે પુત્રીને ઘેર રખાય નહિ. તેથી પાપ લાગે. માટે કાલે સવારે એને વનમાં મોકલવાની છે, રાણીને આથી રડવું આવ્યું ને કુંવરીને પોતાના ખોળામાં બેસાડી રડવા લાગી. કુંવરીએ માને કહ્યું માતું શું કામ રડે છે. મારા ભાવિમાં જે લખેલું છે તે થશે તે કોઇ મિથ્યા કરનાર નથી. માટે તું કલ્પાંત કરીશ નહિ. પછી સવારે રાજાએ પ્રધાનને કહ્યું કે રથ જોડી આ કુંવરીને નિર્જન જગાએ મૂકી આવો. પછી તેની માએ એક હીરાની પોટલી બાંધી તેને આપી, ને તે સાથે બીજું કેટલુંક ધન પણ આપ્યું. તે લઇને મંત્રી સાથે રથમાં બેશી વનમાં ગઇ. ઘણે દૂર લઇ જઇ જ્યાં માણસની વસ્તી નહોતી તેવી જગાએ આ કુંવરીને મૂકીને રથ લઇ પ્રધાન પાછો વળ્યો.

નિર્જન જગા જોઇ વળી વાઘ, વરૂ, સિંહ વગેરે હિંસક પ્રાણીઓનો ભય તેથી આ કુંવરીને એકદમ મૂર્છા આવી, જમીન પર

પડી. થોડીવારે મૂર્છા વળ્યા પછી આકાશમાંથી વાણી થઈ કે બેન તું ગભરાઇશ નહિ, ઉત્તર દિશા ભણી ચાલી જજે. અહીંથી સો ડગલાં ચાલીશ એટલે એક પત્થરની શિલા આવશે. તે તું ઉપાડજે એટલે એક ભોંયરૂં દેખાશે, તેમાં તું જઇશ એટલે આગળ એક બંધ કરેલો ઓરડો આવશે, તેને તાળું દીલેલું હશે, તેને તું અડીશ એટલે તે તૂટી જશે. પછી ઓરડો ઉઘાડી તું અંદર જજે. ત્યાં પલંગ પર સૂતેલો એક મૃત્યવસ્થામાં પુરુષ તને મળશે તેના પર શાલ ઓઢાળેલી છે. ને તે પર ઘાસનાં તણખલાં પડેલાં છે. તે દરરોજ એક એક લઇ નદીમાં નાંખી આવજે તો છેલ્લે દિવસે એ મૃત્યુ પુરૂષ સજીવન થશે તે તારો ભરથાર થશે. આ વાણી સાંભળી તેના કહેવા પ્રમાણે ઉત્તર દિશામાં સો ડગલાં ચાલી તો ત્યાં એક પત્થર આવ્યો. તે ઉંચકી લીધો તો એક ભોંયરૂં જોવામાં આવ્યું. તેની માંહે ગઈ તો આગળ જતાં એક ઓરડો આવ્યો, તેથી વિશ્વાસ આવ્યો તે ઓરડાને તાળું હતું તેને હાથ અડાડયો કે તાળું તૂટી ગયું. તેથી ઓરડો ઉઘાડી અંદર ગઈ, તો પલંગપર એક મૃત પુરૂષ પડેલો ને તે પર સાલ ઓઢેલી વળી તે પર ઘાસનાં તણખલાં પણ હતાં. પછી તે દિવસે તે એક તણખલું લઇ તે પાસેની નદીમાં નાંખી આવી બીજે દિવસે બીજું એમ દરરોજ એકેક નાંખી આવે. એમ કરતાં એક દિવસ કોઇ વેપારી એક છોકરીને લઇને વેચવા આવ્યો. તો તેને આ બાઇએ પૂછયું કે એ કોણ છે, વેપારી કહે કે એ છોકરી વેચવાની છે, તો કહે કે એની કિંમત શી? વેપારીએ કહ્યું કે બે હજાર રૂપીઆ ઠીક કહી બે હજાર રૂપીઆ ગણી આપ્યા. ને છોકરીને વેચાતી રાખી. આથી બંને જણને એક બીજાની સાથે વાત ચિત્ત કરતાં ફાવે, વળી બંનેને ગમે, તેથી રાખી. હવે છેલ્લે દિવસે એક સળી પેલા પુરુષ પર રહેલી તેથી બાઇએ વિચાર કર્યો કે આજે છેલ્લો દિવસ છે માટે નદીએ નાહી આવીને એ સળી ઉપાડું. કારણ કે આજે આ પુરુષ જીવતો થશે. એમ કહી તે બાઇ નદીએ નહાવા

ગઈ, એટલામાં પેલી ચાકરડીએ સળી ઉઠાવી લીધી કે પેલો મુએલો પુરુષ જીવતો થયો. થોડી વારે બાઇ નદીએથી નાહી આવીને જુએ છે તો બંને જણ પલંગ પર બેઠાં છે ને વાતો કરે છે. રાજાના કુંવરે પેલી ચાકરડીને પૂછ્યું કે આ કોણ છે, તો તે કહે કે એ ચાકરડી છે. આમ જે ચાકરડી હતી તે રાણી થઇ ને કુંવરી હતી તે ચાકરડી થઈ. કુંવરીએ વિચાર કર્યો કે હશે મારા પ્રારબ્ધમાં જ્યાં સુધી દુઃખ લખેલું છે તો સુખ કયાંથી થાય. એમ ધારી ત્યાં રહી તે જે કામ કરવાનું કહે તે કરે ને એક ઓરડીમાં સૂઇ રહે. હવે જ્યારે આ રાજકુમાર શહેરમાં જાય ત્યારે પેલી ચાકરડી રાણીને કહે કે તમારે કાંઇ મંગાવવું છે? તો તે બે પૈસાનાં મરચાં, દહીં, આદુ વગરે ન જેવી ચીજો મંગાવે. રાજાએ વિચાર કર્યો કે રાજકુંવરી હોય તો આવી નજીવી ચીજો મંગાવે નહિ. માટે કોઈ નીચ જાત હોવી જોઇએ. એમ એણે તુલના કરી. રાજા જ્યારે બહાર જાય ત્યારે પેલી રાજકુંવરી જે હાલ ચાકરડી અવસ્થામાં છે તેને પણ પૂછે કે કાંઇ મંગાવવું છે? તો તે કહે કે ના મને આપને અહીં ખાવા પીવાનું મળે છે એટલું બહુ છે. એમ બે ચાર વખત કહેવામાં આવ્યું. પણ જવાબ તેવોજ મળે, પછી એક દિવસ રાજકુંવરે હઠ કરી ને કહ્યુ કે તમે કાંઇક મંગાવો. ને જે મંગાવશો તે હું જરૂર લાવીશ. તો પેલી બાઇ કહે કે નાનાં છોકરાં ઢીંગલો ઢીંગલી રમે છે તે તમે લેતા આવજો. રાજકુંમારે કહ્યું કે હું જરૂર લાવીશ. બાઇએ કહ્યું આવો વસ્તુ કોઇ ઠેકાણે મળતી નથી, પણ મારે ઘેર મારી મા પાસે છે ત્યાંથી લાવશો. તેથી મારી માને પણ ખબર થશે કે હું જીવતી છું. એમ તે જાણશે. પેલા રાજકુંવરે કહ્યું કે જ્યારે આ ચીજો મળશે ત્યારેજ ઘેર આવીશ. નહિ મળે ત્યાં સુધી આવીશ નહિ. એમ કહી તે શહેરમાં ગયો. આખા શહેરમાં ફરી વળ્યો, પણ આ ચીજો મળી નહિ તેથી બીજે શહેર ગયો, ત્યાં ન મળવાથી ત્રીજે, એમ ફરતાં ફરતાં જ્યાં કુંવરીના બાપનું શહેર હતું ત્યાં ગયો. પણ કોઇ સ્થળે

એને એ ચીજો મળી નહિ છેવટે એ રાજાના મહેલ આગળ ગયો. ને ત્યાંથી જતો હતો તે રાણીના જોવામાં આવ્યો. તેથી તેને બોલાવ્યો, ને પોતે એ કુંવરીની રમવાની ચીજો હતી તે લાવીને બતાવી રાજકુમાર કહે એની કિંમત કહો રાણી કહે એની કાંઇ કિંમત લેવાની નથી, જાઓ લઇ જાઓ. તેથી તેની આખી પેટી તે લાવ્યો. ને રાજ કુમારી જે દાસી તરીકે હતી તેને આપી, ને પોતે મહેલમાં ગયો. તો જે દાસી રાણી હતી તે રાજાને ખૂબ ધમકાવવા માંડી ને કહ્યું કે આજે છ છ માસ થયા એકલાં મૂકીને ચાલ્યા ગયા શું તેમને ભાન નથી. અમારાથી એકલાં કેમ રહેવાય–એમ બોલી બીજું પણ વધતું ઓછું બોલી ગઇ તે બધું રાજકુંવરે દરગુજર કર્યું, ને કહ્યું કે હવેથી આમ નહિ થાય ને જ્યાં જઇશ ત્યાં કહીને જઇશ.

રાજાની કુંવરી જે દાસી હતી તેની પાસે આ પેટી આવી તે ખોલી તો પોતાને જે સાહિત્યો જોઇતાં હતાં તે મળ્યાં. તેથી પોતે ખુશી થઇ ને તે વગાડવા લાગી. તો તેનું ગાયન ઘણું સારૂં થયું. રાજા જાગી ઊઠયો. ને મનમાં બોલ્યો કે આ ગાયન અત્યારે ક્યાં થાય છે ઉઠીને જોવા આવ્યો. તો પુતળીઓ ગાયન કરતી હતી ગાયન પુરૂં થયું. એટલે પુતળીઓ માંહોમાંહે વાતો કરે કે દાસી હતી તે રાણી થઇ અને રાણી થવાની હતી તે દાસી થઇ. આ બોલ રાજાએ સાંભળ્યા. અને ગાયન બંધ થયું. રાજા વિચારમાં પડયો કે આ શું પછી તેણે આ તમાસો બીજે દિવસે જોવાનો રાખી સૂઇ ગયો. પછી બીજે દિવસે પણ આ પ્રમાણેજ રોજને વખતે ગાયન શરૂ થયું. બારણાં બંધ હતાં બહાર આવીને રાજા આ ગાયન સાંભળતો હતો, તે દિવસે પણ દાસી રાણી થઇ ને રાણી થવાની તે દાસી થઇ એમ સાંભળ્યું. પણ આ શું છે તે સમજાતું નથી. કાલે પણ આમજ આ પુતળીઓ બોલી હતી ને આજે પણ આમ બોલે છે. પછી તેણે તે બાઈને કમાડ ખોલવાનું કહ્યું પણ તેણે ઉઘાડયાં નહિ, ને તેણે કહ્યું કે રાતનો વખત છે તમે પુરૂષ છો માટે અત્યારે

મારાથી ઉઘાડાય નાહે, ત્યારે રાજાએ કહ્યું કે હું રાજા છું ને ઉઘાડો તો પણ ના કહ્યું કે જે થાય તે સવારે; પછી બીજે દિવસે રાજા તેની પાસે ગયો. તો બધી હકીકત કહી ને કહ્યું કે આ પેટી તમે જ્યાંથી લાવ્યા તે મારા બાપનું ઘર ને હું તેની પુત્રી રાજકુંવરી છું આ સાંભળી રાજા ખુશી થયો પછી તેઓ રાજાને ત્યાં ગયાં. ત્યાં કુંવરીના બાપે તેમને સારી રીતે પરણાવ્યાં આમ ધીરજ ને શ્રદ્ધાનાં ફળ મીઠાં છે. આથી બંને સુખી થયાં. આથી સમજવાનું કે ધીરજને વિશ્વાસ છોડવાં નહિ ને પ્રભુની ભક્તિ કરવી તેથી તે સંકટને વખતે સહાય કરે છે માટે ભક્તિ છોડવી નહિ.

**૧૭ ભક્તિમાં સર્વ વેદાંતનો સમાવેશ થાય છે**—સૌ કોઈ એ ભક્તિ કરવી, તે ખરા પ્રેમથી કરવી પ્રભુની પૂજા પણ પ્રેમથી કરવી ને સેવા પણ અભિમાન છોડી કરવી. પહેલી ભક્તિ સંતની એટલે સત્સંગ કરવો. બીજી પ્રભુના નામની કથા સાંભળવી. ત્રીજી ગુરૂની સેવા માન છોડી કરવી. ચોથી કુડકપટ છોઠી દઇ પ્રભુના ગુણ ગાવા. પાંચમી મંત્રનો જાપ દઢ વિશ્વાસ રાખી કરવો. ૬ દમ શીલને પતિવ્રતા પણાથી ને પત્નીવૃત પણાથી કર્મ કરવાં. તેથી વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. ૭ સર્વ જગતને પ્રભુ સમજવું. દરેકમાં બ્રહ્મ છે એમ જોવું. ૮ જે મળે તેમાં સંતોષ માનવો. તેમાં ખોટી દૃષ્ટિ ન કરવી. ૯ દરેક કાર્ય છળ કપટ રહિત કરવું. ને તેમાં શ્રદ્ધા રાખીને કરવું. વેદાંત, પૂજા વગેરે સૌ નવધા ભક્તિમાં છે. એક પુરબીઆની રોટલી લઇ એક કુતરો નાસી ગયો પુરબીઓ તેની પાછળ પડયો. ને તેને કહ્યું કે તું ગમે તે જમીનપર નાખીશ તો પણ બાર બાર ગાઉ સુધી એ જમીન મારી છે. તો તેમાંજ પડશે. તેમ ગમે તે કર્મ કરો તે સૌ ભક્તિની અંદર છે, વળી ભગવાન કહે છે કે મારામાં કઠોરતા છે. તે દૂર કરવા તમે વિષયોનો સમન કરો મતલબ કે બાળી નાખો. ભૂતોમાં દયા કરો, ગંગાની સ્તુતિ-ભગવાન કહે છે કે હે ગંગાજી તારાથી જલ મળે તે બસ છે. તારે કિનારે બેસી ભગવાનના ગુણ

ગાઉં ( શંકરના ) આવું શંકર ચાહે છે. ભગવાનની ભકિતથી આનંદ થાય છે. ભકિતથી સ્વાનુભવ કરી જુઓ. ક્ષોભ શાંત થાય છે. દાખલો—

**૧૮ મહાદેવરામની ભકિત કરતા તે સંબંધી વિવેચન—** એક વખત મહાદેવ રામની ભકિત કરતા હતા. તે જોઈ પાર્વતી મનમાં વિચાર કરે છે કે સૌ કોઇ લોક શંકરની ભકિત કરે છે. ને આ શંકર જે માણુસ જેવા રામ તેમની ભકિત કરે છે. તો સીતાનું હરણુ થયું. ત્યારે સૌ કોઇને રામ પૂછતા હતા કે સીતા કયાં છે, ને રોતા પણુ હતા, તેની ભકિત તમે કરો છો એ શું ! એમ પાર્વતીએ શંકરને કહ્યું. તો શંકર કહે કે એ ચિદાનંદ રૂપ છે. તો પણુ પાર્વતીના મનની ખાતરી થઇ નહિ. તેથી પોતે સીતાનું રૂપ લઈ રામની સામે ગયાં. તો રામજી કહે કે માજી એમ કહ્યું. તેથી પોતે શરમાઇ ગયાં, ને આંખો મીચી દીધી. તો અંદર પણુ રામને જોયા. મહાદેવ આગળ જઇ સીતાનું રૂપ ધારણુ કરેલું તે કહ્યું નહિ. પણુ શંકરે સમાધિથી જોયું. તેથી પાર્વતીનો ત્યાગ કરી પોતે કૈલાસે ગયા. ને પાર્વતી પોતાના બાપ દક્ષને ઘેર ગયાં. ત્યાં દક્ષે યજ્ઞ કર્યો તેમાં બ્રહ્મા વિષ્ણુનાં સ્થાપન હતાં પણુ શંકરનું સ્થાપન કરેલું જોવામાં આવ્યું નહિ. તેથી પાર્વતી અગ્નિમાં પડી બળી ગયાં. તેથી મહાદેવને શોક થયો. પાર્વતી અગ્નિના કુંડમાં બળી ગયાં. તેથી મહાદેવને વિયોગને લીધે વિરહ અગ્નિ વાપ્યો, તે કેમે કર્યો શાંત થાય નહિ. તેથી ધાર્યું કે ચંદ્ર એક બરફનો કડકો છે, તેથી વિરહ સમશે તેથી તેને માથા ઉપર ધારણુ કર્યો, પણુ શાંતિ થઇ નહિ. તેમણે ઝેર ખાધું તે પણુ પેટમાં હઝમ થઇ ગયું. ત્યાર પછી ગંગાજીને મસ્તકપર ધારણુ કર્યાં. ગંગાજીએ જાણ્યું કે એમના શરીરમાં જઇશ તો બળીને ભસ્મ થઇ જઈશ તેથી અંદર ગયાં નહિ, ને મહાદેવ શાંતિને પામ્યા નહિ. તેથી રામના ચરણુમાં જઈને પડયા. ને તેમની વિભૂતિ સાંભળી તેથી શાંત થયા. મધુસૂદન કૃષ્ણુના આકારની મૂર્તિનું ધ્યાન કરવાથી શાંતિ થઇ.

માટે પ્રથમ મહાત્માનો સમાગમ એ પહેલી ભક્તિ. બુદ્ધિમાં જડપણું છે તે હણી લે છે. જુઠું બોલવાથી મહા પાપ થાય છે અને સત્ય બોલવાથી મહત પુણ્ય થાય છે. ને તેથી માન મળી ઉન્નતિ થાય છે. લોક તેના પર આદરથી જુએ છે. મોટા શેઠીઆઓ અને બીજા સારા લોકો પણ એને આદરસત્કારથી જુએ છે, તેથી એનાં પાપ ધોવાય છે. મતલબ કે પાપ દૂર થાય છે. ભગવાનના ગુણ ગાવાથી પાપ દૂર થાય છે. અગ્નિ જેમ બાળીને સર્વ વસ્તુને ભસ્મ કરે છે તેમ ભગવાનને જે ઓળખે છે તેનાં સર્વ પાપ બળીને ભસ્મ થાય છે. સત્સંગથી ચિત્ત પ્રસન્ન થાય છે. ને ઘર પણ યાદ આવતું નથી, જેમ ભેંસો જળની અંદર જ્યાં સુધી પડી રહે છે ત્યાં સુધી એને મચ્છર કરડતા નથી, પણ જળમાંથી, બહાર આવે કે મચ્છર ગણ ગણાટ કરી તેને ચટકા આપે છે. પણ ભેંસો ઘણો વખત જળમાં પડી રહે તો મચ્છરો તેની આસપાસ ને માથા ઉપર થોડો વખત ગણગણાટ કરી ભાગી જાય છે. તે મુજબ ભક્તિમાં ચિત્ત ઘણો વખત રહેવાથી સંસારની જે વાસનાઓ છે તે એની મેળે ભાગી જાય છે.

**૧૯ ભક્તિ દશે દિશામાં યશ ફેલાવે છે**—ભક્તિ નવ પ્રકારની છે. તેમાંથી ગમે તે કરો તેમાં લાભ છે. માટે ઉત્સાહ પૂર્વક ગુરુ પાસે જઇ પ્રશ્ન કરો કે મને ઉપદેશ કરો. જેના કર્મનો ઉદય થયો હોય તેને આ ભાવના થાય છે, સૂર્યના ઉદયની પેઠે જેની તીવ્ર જિજ્ઞાસા હોય તો તેને શ્રોત્રિયને બ્રહ્મનિષ્ઠ ગુરુ મળી આવે છે. તે જે બોધ કરે તેજ ખરો બાકી બીજા ગુરુ દ્રવ્ય હરનારા છે. બ્રહ્મ-નિષ્ઠ શ્રોત્રિય ગુરુથી કર્મ પ્રમાણે લોક પ્રાપ્તિ થાય છે. સત્સંત કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. કર્મથી અંતઃકરણની શુદ્ધિ થાય છે, પણ જ્ઞાન થતું નથી. માટે ગુરુની પાસે ઉપહાર લઇ જવું. બ્રાહ્મણ, ગુરુને રાજાની પાસે કાંઈ પણ ભેટ લઇને જવું. ગુરુ બ્રહ્મનિષ્ઠ ને વેદના જાણનાર હોય પણ વ્યવહાર કુશળ ન હોય તો શિષ્યના મનનું સમાધાન ન કરી શકે, માટે ગુરુ બ્રહ્મનિષ્ઠને શ્રોત્રિય જોઇએ

તે સંબંધમાં એક ભીલની વાત-એક ભીલ એક હરણી લઈ રાજાની પાસે ગયો. ને કહ્યું કે આનો તમે શિકાર કરો. રાજા રથમાં બેસી હાથમાં ધનુષ્ય બાણુ લઇ ગયો. ને ભીલને પૂછવા લાગ્યો કે શિકાર કયાં છે તો હરણી બતાવી રાજાએ ધનુષ્ય પર બાણુ ચઢાવી ખેંચીને માર્યું તેથી તે હરણી સોના રૂપ થઇ ગઇ વળી તેને બે બચ્ચાં થયાં ને તે જગા પત્થર રૂપ થઈ ગઇ. ને બાણુ આવી ભાથામાં પેઠું. ને રથ ભાગી ગયો. બધા લોકો ભેગા થયા હતા તે જતા રહ્યા ગુરુને શિષ્ય બંને આકાશમાં ગયા. આમાં જિજ્ઞાસુ ભીલ હરણી રૂપ બુદ્ધિ પૂર્વક રાજા ગુરુ પાસે આવ્યો. એના બોધથી (તપથી) જન્મ મરણુ છૂટી જાય તેના દશ ઇંદ્રિય રૂપ ઘોડાને વિવેક વૈરાગ્ય રૂપથી જુએ ને તત્ત્વમસિ આદિ મહા વાકયોનો બોધ થાય ને મૃગનો પરિવાર ( લોભ, મોહાદિ ) મરી ગયા પ્રાણુ ઇંદ્રિયો સૌ મરી ગયાં.

૨૦ **ગુરુની ભકિત કરવી**—ગુરુ સૌમાં શ્રેષ્ઠ છે, તે સતપંથે પહોંચાડે છે. કોઇ માણુસને જ્યારે ભૂત વળગે છે. ત્યારે તે ભૂવાની પાસે જાય છે, ને ભૂવો દાખલું વગાડી એ ભૂતને કાઢે છે, પણુ દરેક માણુસને પાંચ ભૂત લાગેલાં છે. તે શ્રી સદ્દગુરુની કૃપા વિના નીકળે નહિ. ગુરુ દાખનાના વિધિ પ્રમાણે પાંચ ભૂતને કાઢે છે તેથી ભૂત ભાગી જાય છે. તે ઉપનિષિદ્દ, વેદ, ગીતા, એ ડમરૂ રૂપ છે તેથી મનની શંકાઓ મટે છે ને તત્ત્વમસિનો બોધ થાય છે. એવા શ્રી સદ્દગુરુને પ્રેમ પૂર્વક નમસ્કાર. તેમનાથી આ લોકને પર લોક સુધરી જાય છે.

**એક દ્રષ્ટાંત**—માળવામાં ભોજ રાજા રાજ્ય કરતો હતો એમની સભામાં મહા વિદ્વાન એવા ૧૪ પંડિત હતા, રાજા પણુ વિદ્વાન હતો. રાજા વિદ્યાનો શોખીન હતો હાલ જેમ વિલાયતમાં લંડન શહેરમાં હજાર માણુસની પાર્લામેન્ટ છે, તેમ અહીં પણુ ૧૪ જે મહા પંડિતો ને બીજા પંડિતોની સભા થતી, ને તેમની સલાહ

પ્રમાણે રાજ્ય ચાલતો. આ પંડિતોમાંના બે પંડિતોના મનમાં વિચાર થયો કે આપણ તો હવે ઘરડા થયા, આપણે તો આપણો વખત ગુજાર્યો પણ આપણા છોકરા સારૂં ભણે તો ભવિષ્યમાં તેમને લાભ થાય. એમ વિચાર કરી પોતાના એક એક છોકરાને કાશીએ ભણુવા મોકલવા વિચાર કર્યો, તેથી બંને છોકરાઓને બોલાવી ઉપદેશ કર્યો. કે તમે બંને પરદેશમાં ભાઇ તરીકે વર્તજો ને દુઃખની વખતે એક બીજાને મદદ કરજો, વગેરે ઘણી ઘણી બાબતોની સમજુત કરી બંનેને કાશીએ ભણુવા સારૂ વિદાય કર્યા. તે વખતે પગ રસ્તો હતો તેથી બંને જણ રોજ થોડા થોડા ગાઉ ચાલી અમુક સમયે કાશી આવી પહોંચ્યા. ત્યાં કાશીમાં સારા ગુરુની તપાસ કરી એક સારા વિદ્વાન ગુરુ શોધી કહાડયા. ને તેમની પાસે ગયા. ગુરુએ તેમને પોતાને ત્યાં રાખ્યા. ને ઉપદેશ કર્યો. કે સવારમાં ચાર વાગે ઉઠવું. સૌચ જઇ આવી દંત ધાવન કરી નાહી લેવું. પછી ગીતાજીના પંદરમા અધ્યાયનો પાઠ કરવો. ને પછી જે તમને શીખવવામાં આવે તે તૈયાર કરવું. આ પ્રમાણે બંને જણ બાર વરસ ભણી અભ્યાસમાં પાર પડયા. આ બે છોકરાઓમાં એકનું નામ સુભદ્ર ને બીજાનું નામ મણીભદ્ર હતું. સુભદ્રને ગુરુ ઉપર પૂર્ણ વિશ્વાસ હતો તે તેમના કહ્યા પ્રમાણે કામ કરતો, ને મણીભદ્ર વાંચીને લેસન તૈયાર કરતો. આજની પેઠે તે વખતે પાસ થયાનાં સરટિફિકેટ અપાતાં નહિ. પણ જે વિદ્યા ભણી રહે તેને ગુરુ એક પાઘડી આપતા, તે લઈ ઘેર જઇ યોગ્ય કન્યા સાથે લગ્ન કરી સંસાર વહેવારનું કામ ચલાવતા. તે મુજબ આ બંને જણ ભણીને પોતાને ગામ ઉજ્જેન જવા સારૂ નીકળ્યા. રસ્તામાં આવતાં પોતાનું ગામ દશેક ગાઉ રહ્યું. ત્યાં એક ગામ આવ્યું. ત્યાં ગામની બહાર ધર્મશાળા હતી તેમાં આવી મુકામ કર્યો. તેઓ આખા દિવસના ભૂખ્યા તેથી ખાવા કરવાના ઈરાદાથી ત્યાં રસોઇ કરવા ધારી. પણ તેમની પાસે અગ્નિ ન હોતો. આજની પેઠે અગ્નિ પાડવાનું સાધન દીવાસળી ન હોતી પણ ચકમક ને પથરી

સાથે અફાળી દેવતા પાડતા. તે એ ભૂલી ગયા હતા. તેથી દેવતા શી રીતે પાડે એવું મણીભદ્રે કહ્યું. દેવતા વિના હવે શું કરીશું સુભદ્ર કહે તું લાકડાં વેણી લાવ ને ભેગાં કર. હું નાહીને આવું છું. તેણે લાકડાં ભેગાં કર્યાં. એટલામાં સુભદ્ર નાહીને આવ્યો, ને તેણે સૂર્ય ભણી હાથ જોડયા, ને મંત્ર ભણી પાણીની એક અંજલિ લાકડાં ઉપર છાંટી, તેથી લાકડાં સળગ્યાં. આ બનાવ જોઇ મણીભદ્રને અદેખાઇ આવી ને પોતાના મનને ખેદ થતાં મનમાં ધાર્યું કે એ મારા કરતાં વિદ્યામાં ચઢયો, માટે ગામમાં મારી પ્રતિષ્ઠા વધશે નહિ, ને માનને પાત્ર થઇશ નહિ ને એની પ્રતિષ્ઠા વધશે, એની આબરૂ વધશે ને મારા કરતાં એ રાજાને ત્યાં વધારે માન પામશે. માટે એને મારીજ નાંખવો આવો યિચાર મનમાં ધાર્યો, પછી તેમણે ખાવાનું બનાવ્યું. બંને જણ જમ્યા. ને રાત્રે પથારીઓ કરી સૂતા. સુભદ્ર થોડી વારે ઉંઘી ગયો. ને મણીભદ્રને તો પોતે ખોટું કૃત્ય કરવું છે તેથી ઉંઘ શાની આવે. તે એકદમ મધરાતને શુમારે ઊઠયો ને સુભદ્રની છાતી પર ચઢી બેઠો, એટલે સુભદ્રે બૂમો પાડી ને કહે કે ભાઇ મણીભદ્ર મારી છાતીપર કોઈ બેઠો છે. તો તે કહે કે હું મણીભદ્ર હું તારી છાતીપર બેઠો છું. તને મારી નાંખીશ, કારણ કે તું મારા કરતાં વધારે ભણ્યો ને ગુરુએ તને વધારે શીખવ્યું. સુભદ્ર કહે ભાઇ આપણ બંનેને સાથે રાખીને ગુરુ ભણાવતા, મણીભદ્ર કહે તને આ વિદ્યા ભણાવી તે મને કયારે ભણાવી હતી? સુભદ્ર કહે તને યાદ નથી આપણ બંનેને ભણાવી હતી. ગમે તેમ હોય પણ હું તને મારીશ. ભાઈ મે તારૂં કાંઇ બગાડયું નથી, મારી પેદાશમાંથી તને અર્ધો ભાગ આપીશ. માટે મને મારીશ નહિ. એમ ઘણી પ્રકારે કાલાવાલા કર્યાં. પણ મારવાના નિશ્ચય ઉપરથી જરા પણ ડગ્યો નહિ. પછી તેણે કહ્યું કે ભાઇ હવે એક વાત સાંભળ કે હું તને એક ચિઠ્ઠી લખી આપું તે લઈ જઇને મારા બાપને આપજે તો તે કહે હા. તું એમ લખે કે મને મણીભદ્રે મારી નાખ્યો.

એટલે મારૂં પણ ત્યાં મોત થાય. તો સુભદ્ર કહે ભાઇ એમ લખું તો ચિઠ્ઠી ફાડી નાંખજે. પછી તેને એક કાગળનો કડકો ને પેનશીલ આપી. તેમાં લખ્યું કે પહેલાં અક્ષર अ બીજે प ત્રીજે शी ને ચોથો स्रो વચ્ચે સાત સાત અક્ષરની જગ્યા રાખેલી તે લખીને આપી પછી ને મણી ભદ્રે વાંચી જોયું ને જાણ્યું કે આમાં કાંઇ લખ્યું નથી. ફક્ત આ ચાર અક્ષરમાં શું. એમ ચિઠ્ઠી તેના બાપને આપવાનું કબુલ કરી તરવારથી તેનું માથું કાપી નાખ્યું. ને ત્યાં જમીનમાં દાટી દીધો. પછી સવાર થયું ને થોડો દહાડો ચઢયો એટલે પોતાના ઘર ભણી ચાલવા માંડયું. ત્યાં સાંજે ઘેર પહોંચ્યો, ને પોતાના બાપને મળ્યો. પછી સુભદ્રાના બાપને પેલી ચિઠ્ઠી આપી આવ્યો. તો તેના બાપે સુભદ્રાની ખબર પૂછી તો તે કહે કે હજુ એને એક વરસની વાર છે, કારણ કે એ ભણવામાં પાછળ પડયો માટે એક વરસ રહેવાનું છે. તેમ ગામમાં પણ જે કોઇ એના વિષે પૂછે તેને એ પ્રમાણેજ કહે.—હવે પેલી ચિઠ્ઠીનો ભેદ એના બાપથી પણ બરોબર થયો નહિ. તેથી રાજાના દરબારમાં મોકલવા વિચાર થયો. બીજે દિવસે ચિઠ્ઠી ચૌદ પંડિતો વચ્ચે વાંચવા કાઢી, ને તેમાં વધારેના અક્ષરો જોઇએ તે ઉમેરી નક્કો કરવું તે કોઇથી થયું નહિ. રાજાએ વાંચી પણ તેનાથીએ નક્કો થયું નહિ. પછી રાજાએ કહ્યું કે આનો જવાબ ત્રણ દિવસની અંદર નહિ લાવો તો બધા પંડિતોના વર્ષાસનો બંધ કરવામાં આવશે, ને બધાંને ફાંસીએ ચઢાવવામાં આવશે. આથી સૌનાં મન બહુ દીલગીર થયાં. ઘેર ગયા પણ કોઇને ખાવાનું ભાવે નહિ. એવામાં ઉજ્જેનનો એક છોકરો કાશીએ ભણવા ગયો હતો તે જ્યાં સુભદ્રને મારી નાખ્યો હતો તે ધર્મશાળામાં આવ્યો. તેને એ જગા સારી લાગી નહિ. તેથી તેની પડોશમાં થોડે દૂર એક વડનું ઝાડ હતું તે ઉપર ચઢીને રાત ગાળવા ધારી. રાત આશરે મધ્યેક ગઈ, એટલે કેટલાક ભૂતો એ વડ તળે આવીને વાળી ઝાડી સાફ કરી, પાણીમાં છંટકાવ કરી પાથરણું વગેરે પાથરી સૌ કોઇ પોત-

પોતાની જગ્યાએ આવીને બેઠા. તેમાં એક મોટો રાક્ષસ હતો તે પણ આવ્યો. પછી તેમાં ચર્ચા થવા માંડી, મોટા રાક્ષસે પૂછ્યું કે તમારે શેની ઈચ્છા છે. તો તે સૌએ કહ્યું કે અમારે મનુષ્યનું માંસ ખાવાની ઈચ્છા છે. પછી તે મોટા રાક્ષસે કહ્યું કે તમારી ઇચ્છા પ્રમાણે મળશે. માંહેથી એક રાક્ષસ બોલ્યો કે માણસનું માંસ શી રીતે મળશે. તો મોટો રાક્ષસ કહે કે ભોજ રાજાની કચેરીમાં એક ચિઠ્ઠી આવી છે, તેમાં ચાર અક્ષર છે, તેનો મરમ કોઇ સમજી શકયો નથી. ને તેનો ઉત્તર કોઇ આપી શકનું નથી.. તેથી એ ચૌદે પંડિતોને ફાંસીએ દઈ મારી નાખવાના છે. તેમનું માંસ તમને મળશે. તેનો જવાબ હું જાણું છું તેમાં પહેલો અક્ષર **अ ने न पुत्र वडे** બીજા અક્ષર **शी** એટલે શીખા=ચોટલી એ ખ=ખડગ =તરવાર આ પુત્ર વડે ચોટલી પકડીને તરવારથી મને મારી નાખ્યો. આમ મુખ્ય રાક્ષસ બોલ્યો. તે ઉપર જે બ્રાહ્મણનો છોકરો હતો તેણે સાંભળ્યું. તે બીજે દિવસે ઘેર ગયો, તે વખતે બધા બ્રાહ્મણો ઉદાસમાં હતા. પોતાના પિતાને પણ ઉદાસમાં જોયો. ને પૂછ્યું કે આમ કેમ છે તો તે કહે કે સુભદ્રના બાપને એક ચિઠ્ઠી સુભદ્રે એક ચિઠ્ઠો લખીને મોકલી છે. તેનો જવાબ કોઇથી થતો નથી.. તેથી રાજાએ સૌને ફાંસી દેવાનો હુકમ કર્યો છે. ત્રણ દિવસનો વાયદો કરેલો છે. તેં એને જોયો હતો? તો તે કહે ના, પછી તે છોકરો બોલ્યો કે મને એ ચિઠ્ઠી બતાવો તો તે ચિઠ્ઠી તેને બતાવી પોતે ઉત્તર જાણતો હતો તે પોતાના પિતાને કહ્યો ને કહ્યું કે તેને તો આ મણીભદ્રે મારી નાખ્યો છે. માટે આ ચિઠ્ઠીનો અર્થ હું કાલે સભામાં કહીશ. તમે બધા સૌ સુખેથી ખાઓ પીઓ એમ કહી સૌને શાંતિ આપી. બીજે દિવસે રાજાએ સભા કરી તેમાં આ છોકરાએ કહ્યું કે મણીભદ્રે એને મારી નાખ્યો છે. એને બોલાવવામાં આવ્યો. પોતે કરેલો ગુનો માની લીધો તેથી રાજા-એ એને ફાસી દેવાનો હુકમ કર્યો. તે વખતે આકાશ વાણી થઇ કે એને ફાંસીએ ન દેશો. એ બ્રાહ્મણનો છોકરો છે. માટે એને દેશ-

નિકાલ કરવો. તેથી એને તે મુજબ દેશનિકાલ કર્યો. આ એક દૃષ્ટાંત છે પણ ગુરુ ઉપર વિશ્વાસ રાખવાથી કેટલું કામ થાય છે તે આ ઉપરથી જોવાનું છે. માટે ગમે તે રસ્તે પ્રભુ કે ગુરુમાં શ્રદ્ધા રાખી ભક્તિ કરવી.

૧ સંપૂર્ણ જે પદાર્થ દશ્ય છે તે પ્રપંચ છે એ બધાં પરમાત્માનાં શરીર છે. આકાશ વાયુ, બ્રહ્માંડ એ આત્માનાં શરીર છે. જે દેખાય છે તે બધાં અંતરાત્માનાં શરીર છે. આત્મા વ્યાપક છે તે આત્મા સર્વ પૃથ્વીઓમાં કીડીથી બ્રહ્મા સુધી બધાંમાં છે માટે બધાંમાં આત્મ બુદ્ધિ કરવી. કે એ સૌ પરમાત્માનાં રૂપ છે. ૨ વ્યાપક ચેતન આત્મા એક છે. જેટલું વિશ્વ છે તે બધું મિથ્યા છે. જગત મિથ્યા છે. એવું જનો વિચારતા નથી. દશ્ય પદાર્થ સ્વપ્નવત્ છે, એ મિથ્યામાં બુદ્ધિ ન કરો. પરમાત્મા એક બધે છે. ૩ જેટલા પ્રપંચ છે ને જે દશ્ય છે. તે બધા દુઃખના હેતુ છે. એના જ્ઞાન માટે દષ્ટિથી વિચાર કરવો. કે જેટલાં વિશ્વ છે તે અદ્વૈત ભાવથી જોવાં, દ્વૈત ભાવથી જોવાં નહિ. સૌ ભગવાનનાં છે. ૧ જે સંપૂર્ણ છે તે મારૂં સ્વરૂપ છે. ૨ સંપૂર્ણ શરીર પરમાત્માનું છે, સંપૂર્ણ પરમેશ્વરનાં રૂપ છે. ૩ જે પદાર્થ દેખાય છે તે આત્મ સ્વરૂપ છે. ૪ બ્રહ્માંડના અંતર્યામી એ જ પીંડના અંતર્યામી છે એમાં ભેદ નથી એ એક છે, એમ ગીતાજીમાં કહેલું છે. પ્રહલાદ પાંચ વર્ષમાં શું ભણ્યા. તે નાના હતા તે વાત ખરી પણ તેની બુદ્ધિ મોટી હતી. કોઈ માણસ ગમે તેટલું ભણેલો હોય પણ પ્રભુનો ભક્ત ન હોય તો તે નાનો છે. મતલબ કે તે મૂર્ખ છે.

**૨૧. પ્રહલાદે કરેલી ભક્તિ નવ પ્રકારની છે. તે ભક્તિ** નવ પ્રકારની કઇ તે નીચે પ્રમાણે—

૧. શ્રવણ, ૨. કીર્તન, ૩. સ્મરણ, ૪. પાદસેવન, ૫. અર્ચન, ૬, વંદન, (નમસ્કાર) ૭. દાસ્ય. ૮, સખ્ય, ૯. આત્મ નિવેદન.

શ્રવણ—એના વગર આગળ વધાતું નથી. આગળ વિષય સમજાતો નથી. કીર્તન એનું મૂળ શ્રવણ છે. એથી કીર્તન એટલે જેની ઉપાસના કરવી તેનું પ્રથમ શ્રવણ જોઇએ. જેનાથી કલ્યાણ થાય તેનું શ્રવણ, તેની લીલા, જીવનચારિત્ર, તેનું સ્વરૂપ એ શ્રવણથી નકકી કર્યા પછી તેનું કીર્તન થાય છે. વિષ્ણુની ભકિત એનાં ચરિત્ર સાંભળવાથી તેમના ગુણનું સ્વરૂપ. કર્મોનું કેટલું પ્રાબલ્ય છે તે સાંભળવાથી વિદિ થાય છે. એમનાં ચરિત્ર સાંભળવાથી ભકિત થાય છે, એમનાં ચરિત્ર સાંભળવાથી ભકિતમાં પ્રેમ થાય છે. ન ન સાંભળે તો પ્રેમ થતો નથી. જીવન ચરિત્ર સાંભભવાથી આ દુનીયા તે તરફ આકર્ષાય છે. કાંઇ નવાઇની ચીજ જોવામાં કે સાંભળવામાં આવે તો તેમાં મનીરામ ઝટ દોડે છે. ને તેમાં રસ પડવાથી એમનાં ચરિત્ર સાંભળવામાં એમની પ્રીતિ થાય છે. ભાગવત્‌ના દશમસ્કંધમાં નંદજી નદીએ સ્નાન કરવા ગયા હતા, તે વખતે વરુણનો પહેરો હતો, તેથી પહેરાવાળો તેમને વરુણ લોકમાં લઇ ગયો. ( બાંધીને લઇ ગયો. ) સૌ ગોવાળીઆએ જાણ્યું કે નંદજી નદીમાં ડુબી ગયા. આ વાત બધા ગામમાં ફેલાઇ. કૃષ્ણે પણ આ વાત જાણી તેથી વરુણ લોકમાં ગયા. ત્યાં કૃષ્ણને જોઇ વરુણ ખુશી થયો. ને તેમની શોડશોપચાર પૂજા કરી માન આપી બેસાડયા, ત્યાં નંદજીને બેડી સહિત જોયા. કૃષ્ણની પૂજા થઇ તે પણ નંદજીએ જોયું. કૃષ્ણે નંદજીને છોડવા કહ્યું કામ બની ગયું. વરુણ ખુશી થયો. અપરાધની ક્ષમા માગી, નંદજી પોતાને ઘેર ગયા ને સૌ ગોપને કહ્યું કે આ સાક્ષાત ભગવાન છે. તેથી સૌની તેમના પર પ્રીતિ થઈ. અને પગે પડયા. અને કહ્યું કે અમારી કેવી ગતિ થશે. તો કૃષ્ણ કહે કે—આ વખતે તમે ગૌ ચારો છો માટે ગૌલોક દેખો, મતલબ કે વૈકુંઠમાં જશો. વૈકુંઠમાં સૌ આવી ગયું. જે ભોગ થાય, તે વાસના સંપત્તિ બધામાં આત્માનેજ દેખે. કૃષ્ણને ચાહે તો વેદ મૂર્તિમાન ગણી ભકિત કરો, કે પ્રભુ ગણી ભકિત કરો

તે એકજ છે. મરૂત ગણાદિ પ્રાર્થના કરે છે, એમ ગોપે ભાવિ જોયું. કેમ ગયા, શી રીતે આવ્યા તેનો આ મંત્ર છે, એવું પરાક્રમ મનુષ્ય કરતા નથી. ભગવાનનાં અનેક પ્રકારનાં ચરિત્ર છે. તે સાંભળવાથી ચિત્ત તેમાં આકર્ષાય છે. આ બધું તેમના શ્રવણથી થાય છે. જો શ્રવણ ન હોય તો કીર્તન શું કરે ? જેની સ્તુતિ તેનું શ્રવણ કરવું. ગમે તો વિષ્ણુ શિવજી રામલીલા સાંભળવાથી તે મુક્તિ દેવા વાળો છે. એમ સમજવું. પોતે જે કરે તેમાં પોતાની પુરી આસક્તિ હોવી જોઇએ. હનુમાનની વાત જાણવી હોય તો તેનાં ચરિત્ર તેનું બળ, તેનાં કામ, તેની બુદ્ધિ વગેરે શ્રવણથી જાણવાં જોઇએ. જીવન ચરિત્રમાં પણ નવાઇ હોય છે. સાકાર જેવી નિરાકારની પણ છે. જેટલાં વિશ્વ જોવામાં આવે છે તે બધાં આત્મ સ્વરૂપ છે. આત્મા વ્યાપક છે, અવિનાશી છે, તે અભિન્ન રૂપથી નક્કી કરવું. એ અજર, અમરને સંપૂર્ણ છે. અસંગ છે, નિર્ગુણ છે, એ શાસ્ત્રથી નક્કી કરવું. એ પ્રથમ શ્રવણ કરવાથી નક્કી થાય છે. એ વગર અજર, અમર નિશ્ચય નહિ થાય. સાકાર નિરાકાર એ જાણવા શ્રવણની પહેલી ભક્તિ છે. કૃષ્ણ ઉદ્ધવને કહે છે કે પોતાનાં પવિત્ર ચરિત્ર જેમ જેમ શ્રવણ કરે તેમ તેમ મલ પાપ ધોવાઈ શુદ્ધ અંતઃકરણ થાય તે મારૂં સ્વરૂપ છે, તેમાં દૃષ્ટિ પહોંચે છે. સાકારમાં બુદ્ધિ પહોંચે છે. આંખમાં અંજન આંજવાથી આંખ જેમ સાફ થાય છે તેમ અંતઃકરણ ભગવાનનાં ચરિત્રનું શ્રવણ કરવાથી શુદ્ધ થાય છે. ઘણા વખતની દુર્વાસના શ્રવણાદિથી કમી થાય છે—

આત્મ સ્વરૂપ બ્રહ્મ છે, તે સત્ય છે, બાકી સર્વ જુઠું છે. એ માટે ભગવાનના ચરિત્ર શ્રવણ કરવાં, સંસારના શબ્દો સાંભળવાથી અંતઃકરણ મલીન થાય છે. ને પરમાત્માનાં ચરિત્ર સાંભળવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. સંગીત, ગાયનમાં ને વાણીમાં વિદ્વાનનું મન જતું નથી. નાટકનાં પુસ્તકો ને કાવ્યમાં પ્રથમ ઠીક ઠીક લાગે છે, પણ એથી એકંદરે લાભ નથી. વિષયવાસના સ્ફૂરે છે, મની-

રામને સંસારની વાસનામાં જવું છે, શ્રેય માર્ગ તરફ જવું એ ઠીક લાગતું નથી. તેથી મનીરામને પ્રપંચમાંથી ખેંચી આત્મભાવમાં લગાડવા જોઇએ. હંસ નામનાં પક્ષી છે. એ માન સરોવર પર રહે છે. એ સરોવરથી થોડે દૂર એક રાક્ષસ નામનું તળાવ છે તે ત્યાંથી બેચાર મૈલ દૂર છે. તે હંસો તે તલાવમાં કદી જતા નથી ત્યાંજ રહે છે. હંસ જળમાં ડુબકી મારે છે. રાક્ષસ તળાવ ખોટા છે. તેમ વાયસ તીર્થ સંસાર :વિષયવાયસ તીર્થ છે. હંસ ત્યાં બેસતા નથી. દુષ્ટ વસ્તુમાં મન જાય એ રાક્ષસ તલાવ છે. હંસ માફક મન આત્મામાં લગાડવું, નહિ તો મન અનાત્મ વસ્તુઓમાં દોડે છે તે આત્મા નથી. એક માખીનું દષ્ટાંત—

માખીની એક બાજુ પર અગ્નિ છે. ને બીજી બાજુ પર ગોળ છે. માખી અગ્નિ તરફ જતી નથી પણ ગોળ તરફ જાય છે. તેથી તેમાં લબદાય છે. તેથી ઉડી શકાતું નથી મનીરામ સંસારના વિષયોમાં દોડે છે, આત્મા તરફ જતા નથી, માખીને પકડી અગ્નિમાં નાંખે તો પણ ઉડી જાય છે. માટે તેને ફરી ફરીને નાંખે તો માખી મરી જાય છે. તેમ મનીરામને સંસારના વિષયોમાંથી ખેંચી આત્મામાં જોડવાથી મનીરામ મરી જાય છે. એટલે વિષયોમાં જતા નથી. માટે મનીરામ મરી ગયા એમ કહેવાય છે. તેથી મનીરામ આત્માનેજ દેખે છે. જ્યાં જ્યાં મન જાય તેમાંથી ખેંચી લાવી આત્મામાં જોડવું. કાંઇ કાંઈ ઉપયોગી શ્રવણ કરવું, ભગવાનના ગુણ ગાવા, ને તે ગુણ જેમાં બતાવ્યા હોય તે વાંચવું, તેમ બીજાથી શ્રવણ પણ કરવું, તેથી તેમાં મન પરોવાય છે.

૨ ભક્તિ–કીર્તન ભક્તિ આ દક્ષિણ દેશમાં એનો પ્રચાર બહુ છે. એના જપ કરવા, એ પણ કીર્તન છે. દક્ષિણ દેશમાં ભજન કીર્તન કરનારી મંડળીઓ હોય છે. તે બેંગલુર, પુના વગેરે શહેરોમાં છે. સોલાપુરમાં પણ છે, એ મંડળીઓમાં દશ, વીસ,

પચીસ ને પચાસ સુધી માણુસો હોય છે, સૌ કોઈ પોત પોતાની ભાષામાં પ્રભુનાં કીર્તન ગાય છે. એમાં ગૃહસ્થો, વાનપ્રસ્થો વગેરે સૌ કોઇ હોય છે. સૌ કોઈ પોત પોતાનો ધંધો કરે છે. ધંધાથી પરવાર્યા બાદ અમુક સમયે ભેગા થઇ કીર્તન કરે છે ને બીજાને સંભળાવે છે. ઉભા ઉભા ભજન કરે ને બેશીને પણ કરે છે. આ પૂર્ણ ભક્તિ ૫૦-૬૦ આદમી ભગવાનનાં ચરિત્રનાં કીર્તન ગાય તેથી ભક્તિ દઢ થાય છે. બીજાને ભણાવે, રામ શબ્દ બોલાવે, ને સંભળાવે, એમ કરવાથી શ્રવણ પર ભાવ સારો થઇ પ્રભુ ભજનમાં તલ્લીન બની જાય છે. ને પછી સંસારની કાંઇ સ્મૃતિ રહેતી નથી. ચાલતાં, હરતાં, ફરતાં, ખાતાં પીતાં. પણ શ્રવણ કીર્તન કરવાં. તેથી ભક્તિભાવ દઢ થાય છે, જેમાં પ્રીતિ હોય તે પકડવું. જપ કરવા, તે જિવ્હાથી કરવા. એક કલાક જપ કરવા, તે સ્વયં જ્યોતિના જપ કરે તો મનીરામ એમની મેળે જપ કરવા મંડી જાય છે-જપ જય જયરામ એમ ગમે તેના કરો તે પ્રમાણે મનીરામ કરે છે. કીર્તન ભક્તિમાં ભગવાનનું નામ રટવું. એક દષ્ટાંત કીર્તન ભક્તિનો મહીમા-નીચે પ્રમાણે-

પુનાથી થોડે દૂર પ્રેમભાગા નામે નદી છે. તેની પાસે પંડરપુર શહેર છે, તે નદીને કાંઠે વિઠ્ઠલદેવની સ્થાપના છે. અહીં મહારાષ્ટ્ર ને કર્ણાટકની હદ છે. આ સ્થાન, પ્રસિદ્ધ છે. ત્યાં એક સંત બેઠા બેઠા વિઠ્ઠલના જપ કર્યા કરે છે. નદીમાં કોઇ વખત પાણી હોય ને કોઈ વખત પાણી ન પણ હોય, તેથી કાંકરા વગેરે દેખાય, આ સંત આખો દિવસ વિઠ્ઠલ વિઠ્ઠલજ જપ્યા કરતા, કોઈ વખત પોતે હાથમાં બે કાંકરા લઇ અફાળે ને વિઠ્ઠલ વિઠ્ઠલ કરે, આ જોઇ નદીમાંના પથરા કાંકરા બેગા થઇ એક બીજા સાથે અફળાય. ને વિઠ્ઠલ વિઠ્ઠલના જેવા શબ્દ કરે. આ સંત એક દિવસ ટટ્ટી (જાજરૂ) જતા હતા ત્યાં બેશીને પણ વિઠ્ઠલવિઠ્ઠલ જપતા. તે વખતમાં એક

વિઠ્ઠલનાથજીના મોટા આચાર્ય ત્યાં આવ્યા. તેમણે આ સંતને આ સ્થિતિમાં જોયા, તો તેમને ગ્લાનિ થઇ કે આ કેવું ટટી જતી વખતે પણ વિઠ્ઠલ વિઠ્ઠલ કરે છે. એક તરફ ગંદકી કરે છે ને બીજી તરફ વિઠ્ઠલ વિઠ્ઠલ કહે છે એ કેવી મૂર્ખતા છે, એમ કહી તેઓ પોતાના મુકામ પર ગયા–પછી બીજે દિવસે તે આચાર્યનાં દર્શન કરવા માટે આ સંત એમના મુકામે ગયા. તો તે વખતે આચાર્ય નિત્ય કર્મમાં હતા. તેઓ તે વખતે વિચાર કરતા હતા કે અહીં એક પાઠશાળા બંધાવવી, તેમાં છોકરાઓને ભણાવવા, એક પુસ્તકાલય કાઢવી., આવો વિચાર કરતા હતા. જ્યાં પોતે નિત્યકર્મ કરતા હતા. તે ઓરડી બંધ હતી તેથી પહેરાવાળાએ ત્યાં ઉભા રહેવાનું કહ્યું. તે પ્રમાણે ત્યાં ઉભા રહ્યા પછી થોડીવારે આચાર્ય નિત્યકર્મથી પરવાર્યા કે દ્વાર ઉઘાડયાં. આ સત પગે પડયા. તો આચાર્ય બોલ્યા કે તમે અહીં કયારના ઉભા છો તો તે સંતે કહ્યું કે આપ જયારે પાઠશાળા સ્થાપવી ને છોકરાઓને ભણાવવા તથા પુસ્તકાલય કાઢવી એ વિચારમાં હતા તે વખતનો અહીં આવી ઉભો છું. આથી આચાર્ય આશ્ચર્ય પામ્યા ને મનમાં જાણ્યું કે ઓહો કે આ મારા મનની વાત પણ જાણી ગયા. પછી ઘણા લોકોએ તે આચાર્યને કહેલું કે જયારે એ નદીમાંથી પત્થર લઇ એક બીજા સાથે ઘસે છે (અફાળે છે) ને વિઠ્ઠલ વિઠ્ઠલ કહે છે ત્યારે પથરાઓ પણ ભેગા ગઇ એક બીજા સાથે અફળાઇ વિઠ્ઠલ વિઠ્ઠલ શબ્દ કરે છે–તેથી તે ચમત્કાર જોવાને ગયા તો ત્યાં સંત બે પથરાઓ લઇ એક બીજા સાથે અફાળી વિઠ્ઠલવિઠ્ઠલ કરતા છો તો તે બધા પથરા એકઠા થઇ તે પ્રમાણે કરવા લાગ્યા–આ જોઇ મહારાજ ઘણુંજ આશ્ચર્ય પામ્યા. બીજાથી જે ન થાય તે આ જડ પદાર્થ કરી શકે છે, આથી સાબીત થાય છે કે આત્મા સર્વમાં છે તે એક બીજામાં આત્મભાવથી જોવાથી તેમ થાય છે, કોઇ કૃષ્ણ કૃષ્ણ કહે તો તેની વાણી મન એ સૌ વહાલથી કૃષ્ણ કૃષ્ણ અવાજ કરે છે. મન પણ આ જોઇ એ મંત્ર પકડે છે. મદ્રાસની ગુફામાં આવા અવાજ સંભળાતા માલમ પડે છે.

૩ સ્મરણ ભક્તિ—નામરૂપથી રહિત એ શાસ્ત્રથી સાંભળ્યું હોય તો તે પ્રમાણે બીજાના કહેવાથી સંસ્કાર દૃઢ થાય છે, શ્રવણ કીર્તનથી સંસ્કારથી દૃઢ થઇ તેથી સ્મરણ ઝટ થાય છે. જે અનાદિ કાળથી સંસ્કાર છે તે ચિત્તમાં છે. સંસાર ક્યાં સુધી રહેશે તે કોઇથી કહી શકાશે નહિ. સંસ્કાર અનાદિ છે. વિષયોની વાસના પણ અનાદિ છે. જે પદાર્થ દેખાય છે તે અસત્ય છે. સત્ય વસ્તુને દેખતા નથી. અસત્ય દેખાય એવા પદાર્થમાં સંસારની વાસના બહુ વખતથી છે, માટે આત્માનું વારંવાર સ્મરણ કરવું. શ્રવણ કીર્તનથી જે સ્વરૂપ છે તે હૃદયમાં ઉતરી આવે છે. જે દેવની ચર્ચા સાંભળી હોય તે દેવ સ્ફૂરે છે જો વિષ્ણુની ચર્ચાનું શ્રવણ કીર્તન કર્યું હોય તેથી તેનું સ્મરણ થાય છે. શાસ્ત્ર સતસંગ દ્વારા સાંભળે, મોથી કીર્તન કરે, તો આ કામ અદ્વૈત છે, તેનું સ્મરણ થવાથી દુર્વાસના દૂર થાય છે. બાગ બગીચા બનાવનાર મોટા બગીચા બનાવે છે, પણ પ્રભુની બનાવટ કોઇથી બનતી નથી: તેની વિલક્ષણ રચના છે, સૂર્ય ચંદ્ર નિયમિત ઉદય અસ્ત થાય છે. એ બધાંને નિયમિત ચલાવનાર પ્રભુ છે. એનું શ્રવણ કીર્તન ને સ્મરણ કરીએ. સ્મરણમાં કશાની જરૂર નથી. ભગવાનનો જે બોધ સાંભળ્યો હોય તેનું સ્મરણ કરવું એ ચિત્તના સ્વભાવ પ્રમાણે થાય છે. વિષયનું ચિંતન અંદરથી કરે તો નરકના ખાડામાં નાંખે છે. તે અનર્થના હેતુ છે. મન પ્રભુનું ચિંતન કરવાથી તેમાં તન્મય થાય છે. દૃષ્ટાંત—નીચા કોણ-૧ જેની પાસે ધન ન હોય તે. ૨ કુલવાન ન હોય તે. ૩ છોટા નીચા કુળમાં છે. ૪ સારાં કર્મ ન કરે તે નીચા. ૫ તે ઉંચા હોય પણ ધન મસ્ત હોય તે કુલીન હોય તોપણ નીચા છે. સારી ઉંચી જાત હોય તોપણ તે નીચા છે. ૬ જેના ગુણ સારા નહિ હોય તે પણ નીચા છે. ૭ ગુણહીણ, વિદ્યાહીણ પણ નીચા છે. ૮ પરમેશ્વરનું નામ જે ન જપે, સંધ્યોપાસના ન કરે, જપ તપ ન કરે તે નીચા એક કવિ કહે છે કે જે પુરાણમાં નારાયણનું નામ છે તે જગતના

સ્વામી છે. તેનું જે સ્મરણ કરતા નથી તે સૌથી નીચા છે, આ ત્રીજી ભક્તિ સ્મરણની છે.

૪ પાદ સેવન—આ ભક્તિ ત્રણ પ્રકારે થઇ શકે છે. પ્રભુની પાદ સેવા કેવી રીતે કરવી. વિષ્ણુ ભગવાન વૈકુંઠમાં છે. તેનો સાક્ષાત્કાર નથી માટે મનોમય જે મૂર્તિ છે એમના ચરણને હૃદયમાં લાવવી. એ ભગવાનના ચરણમાં આપણા ચિત્તને સ્થાપન કરવું. તેથી તે હૃદયના અંધકારને દૂર કરે છે. એ પાદ સેવા કહેવાય. બીજી મંદિરોમાં જે મૂર્તિઓ છે એ મૂર્તિના જે ચરણો છે. તેને વિષ્ણુના ચરણ માનવાથી તે પાદ સેવા થાય છે. ત્રીજી વિષ્ણુના જે ભક્ત છે. તેમના ચરણની સેવા એ પણ પાદ સેવન છે. એથી ભગવાનની પાદ સેવા થાય છે. તેમ આપણા ગુરુની પાદ સેવા, માતાપિતાની પાદ સેવા, એ બધી પાદ સેવાજ છે. આ સેવન માતાપિતાનું ને ગુરુના સેવનથી તેઓ સારા આશીર્વાદ આપે છે, ને શિષ્ય ઉપર પ્રસન્ન થાય છે. તેથી તેનું કલ્યાણ થાય છે, તેમ આચાર્ય અતિથિનું સનમાન એ પણ પાદ સેવન છે. જેટલું વિશ્વ છે તે પ્રભુના એક પાદમાં છે, બાકીના બીજા ત્રણ પાદ શુદ્ધ છે. માયાના એક દેશમાં આ એક પાદ છે. તમામ વિશ્વ એક પાદમાં છે. એની સેવા એ વિષ્ણુની સેવા સ્વાર્થ ત્યાગ કરી કરવી. કોઇપણ માણુસ જગતનું ભલું કરનારો બની શકે. કોઇ બુદ્ધિથી બીજાનો ઉપકાર કરી શકે છે. કોઇ હાથથી, કોઇ દાનથી કરી શકે છે એ બધી વિષ્ણુની સેવા છે. વિશ્વનો આત્મા એક દેવ પોતાનામાં છે. એટલે જે પીંડમાં છે તે વિશ્વમાં છે. એમ પીંડમાં શાસ્ત્રના બલથી નક્કી કર્યું છે. જે પ્રમાણે જેનાં કર્તવ્ય છે તે પ્રમાણે પ્રારબ્ધના યોગે (શેષ્યથી) શરીર બન્યાં છે તે બધામાં આત્મા છે. એ નિશ્ચય કરવો, એ મુખ્ય કર્તવ્ય છે. જે ક્રિયા કરો છો. તે બીજાને દેખાડવાને માટે નથી. જ્ઞાન ચાલતાં, હરતાં ફરતાં, આત્મામાંજ રમે છે. માટે સ્વાર્થનો ત્યાગ કરવો. ફલની ઇચ્છા છોડી બીજાનાપર ઉપકાર કરવો. દ્રવ્ય, જ્ઞાન, ઉપદેશ વગેરે કરવાં બીજાનું અજ્ઞાન તોડવું, જેવો જેનો અધિકાર હોય તેવું તેને કહેવું. એ પ્રમાણે

પ્રભુનું સેવન કરે ફલની ઇચ્છા છોડીને બીજાની સેવા કરવી, એથી પરમાત્માની સેવા કરી થાય છે. તે નિર્પેક્ષ ભાવથી કરવી. તે પર એક દૃષ્ટાંત—

એક પુરુષ નદીમાં વહેતો હતો એટલે નદીમાં તણાતો હતો. નદીમાં પાણી પુષ્કળ હતું. તે તણાતા પુરુષને નદીના કાંઠા ઉપરથી ચાર જણ જોતા હતા. તેમાં એક એનો શત્રુ હતો. તેણે એવો વિચાર કર્યો કે એ સુખેથી મરે છે માટે એને બહાર કાઢી ખૂબ માર મારી રીબાવી રીબાવીને મારી નાંખું. એમ કરી તેને કાઢવા જાય છે. બીજો એવું ધારે છે કે એની પાસે જે કાંઇ દ્રવ્ય છે તે એને બહાર કાઢી તેનું દ્રવ્ય છીનવી લેવું, એ ભાવનાથી તેને કાઢવા જાય છે. ત્રીજો એમ કહે છે કે એને દુઃખ ન દેવું. એની કંઇ ચીજ ન લેવી, હું ઉતારૂં તેથી મારી લોકમાં આબરૂ વધશે, ને એ મારો ઉપકાર માનશે, ને કોઇ વખત મને સહાય કરશે, એમ જાણીને કાઢવા જાય છે. ચોથો એમ કહે છે કે મારે એનું કાંઇ લેવું દેવું નથી માત્ર ઉપકારજ કરે છે. એનું જીવન બચી જશે મારે એનો ઉપકાર કે ગુણ કાંઇ જોઇતાં નથી, તેમ કીર્તિને માટે પણ હું કાર્ય કરતો નથી. આ ગુણ નિર્પેક્ષ કહેવાય આવી રીતે દુનિઆનો નિર્પેક્ષ પણે ઉપકાર કરવો. આનું અનુકરણ સૌ કોઇએ કરવું. એ પ્રમાણે વિશ્વની સેવા બજાવવી. બીજા માણસો ઉપકાર કરે છે પણ અંદરથી ધનની માનની પ્રતિષ્ઠાની આશા રાખે છે. એ આશા ખોટી છે, માટે જેને ઉપકાર કરવો. તે નિર્પેક્ષ ભાવથી કરવો. આ ચોથી પાદ સેવાથી થોડા વખતમાં વિષ્ણુ હાથ આવશે. આનું નામ પાદ સેવા. પાદ સેવામાં જેટલાં વિશ્વસ્વરૂપ, સ્થૂલ, સૂક્ષ્મ, હિરણ્યગર્ભ, કારણ એનાથી ભેદ જે જુદું ચોથું તુરીય એમાં વિશ્વના અંતરાત્મા છે. એમાં દૃષ્ટિ કરવી એમાં આત્મનિષ્ઠા કરવી. એ એક પાદ, ત્રણ પાદ જે શુદ્ધ છે એમાં આત્મ ભાવ કરવો. એ પાદ સેવા એમ કરવાથી થોડા દિવસમાં સાક્ષાત્કાર થાય છે.

૫ અર્ચન–પૂજન–પ્રતિમાની ષોડશોપચાર પૂજા કરવી. તે વિષ્ણુની મૂર્તિની ષોડશોપચાર પૂજા કરવી પ્રાતઃકાળમાં ઊઠી પવિત્ર ભાવથી પૂજા કરવી. એ બ્રહ્મ પૂજા છે. અંતરની પૂજા વિષ્ણુની મૂર્તિ મનમાં ધારણ કરવી. તે મનોમય પૂજા કરવી. આસને બેસાડવા. માનસિક સ્નાન હૃદયમાં મનની ભાવના એ કરેલી, પુષ્પ નૈવેદ્ય આરતિ ઉપવીત વગેરે સૌ માનસિક કરવું. એક ભાગમાં જાણે વિષ્ણુનો મંડપ છે. તેમાં વિષ્ણુ ભગવાનની મૂર્તિ છે. એમ જાણી એમનું પૂજન કરવું. ગંગામાંથી ખૂબ પાણીની ગાગરો ભરી સ્નાન કરાવવું. મણીમય ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે ધરાવવાં એથી દૃઢ ભાવના થાય છે, આ બધું પ્રેમથી કરવું. ને તેમનું ધ્યાન પણ પ્રેમથીજ કરવું. નિત્ય જપ જાપ, કરવામાં ચોકખું મન રાખી કરવાથી હૃદયની શુદ્ધિ થાય છે, ને તેથી ખોટા ભાસ હોય તે છૂટી જાય છે. જેવી ભાવના પૂર્વમાં રહે છે તેવી ઉત્તરમાં રહે છે. સિંહની ભાવનાથી સિંહ જેવા, મૃગની ભાવનાથી મૃગ જેવાં, જે સ્વરૂપ છે તે સૌ પૂર્વની ભાવના પ્રમાણે છે, હમેશાં એમ પૂજા કરવાથી મનીરામમાં નારાયણની સ્મૃતિ થાય છે. નિરાકારનું અર્ચન સાકારમાં જેવું ચિત્ત હોય છે તે મુજબ રાખી તેનું અર્ચન કરવું. તે શુદ્ધ સ્વરૂપ શાસ્ત્રના કહ્યા પ્રમાણે એ પૂર્ણ વ્યાપક બધામાં છે. તેમનું પ્રાતઃકાળમાં ઊઠી તેની પૂજાનું ચિત્તમાં આવાહન કરવું. એજ પ્રમાણે આસન, સ્નાન, પુષ્પ નૈવેદ્ય વગેરે અર્પણ કરવાં, આરતી વગેરે સૌ માનસિક કરવી. એથી મલીન વાસના દૂર થાય છે. એ પ્રમાણે વસ્ત્ર અલંકાર વગેરે અર્પણ કરવાં, આ બધું કોને કરવું એ સૌમાં છે બધી દુનિઆને એ ઢાંકે છે, એ બધી દુનિઆ એના પેટમાં છે. આકાશ પણ એના પેટમાં છે. આકાશ પરમાત્માના બેટા છે. સૌ કોઇ એમાં છે. એ જ્યોતિ સ્વરૂપ છે. નિરાકાર છે. એ સૌને પ્રકાશે છે. તો એની આરતી પૂજા વગરે શી? વળી એની પૂજા સામગ્રી વગર શી રીતે કરે. તે એવી રીતે કે એમાં અદ્વૈત ભાવના કરવી. જે વસ્તુનું સ્વરૂપ હૃદયમાં આવે તેમાં

ચિત્ત ચોંટે છે. તે સાક્ષરથી ભેદ અભેદ પ્રમાણે થાય છે, પણ જ્યારે અભેદ ભાવ થાય, ત્યાંસુધી કરવું. આથી ધીમે ધીમે ઉપર ચઢે છે. કીર્તન નારદ, શુકદેવ કરતા, ને સ્મરણ પ્રહ્લાદ કરતા.

૬ વંદન—નમસ્કાર—પોતાના ગુરુ, માતાપિતા, સંતસાધુ વગેરેને નમવું એથી ઘણો લાભ છે. નમસ્કારથી અક્રુર પ્રેમથી પ્રભુમાં રહેતા.

૭ દાસ તરીકે ભગવાનની હનુમાને ભક્તિ કરી હતી. દેવ થઈ ને દેવનું પૂજત કરવું એવું શ્રુતિ ભગવતીના વાક્ય પ્રણાણે પરમાત્માનું જે પૂજન કરે, તેનામાં દૈવી સંપત્તિના ગુણ હોવા જોઇએ. તેમણે કપટ રહિત, શુદ્ધ મિત્રના જેવી પ્રેમ ભાવથી, વિનયવાળી મિત્રની પેઠે વર્તવું.

૮ સખ્ય—તરીકે અર્જુન હતા તો તેમણે અર્જુનને ઘણી સહાય કરી છે. અહંતા મમતાના વિષયો જેવા કે—અંતઃકરણ, ઇંદ્રિયો, શરીર, પુત્ર, સ્ત્રી, દાસ, ગ્રહ, દ્રવ્ય, ભૂમિ, ધાન્ય અને પશુઆદિ જેજે છે તે બધાંમાંથી શુદ્ધ ભાવના વડે અહંતા મમતા તજવી. ને પરમાત્માની કે શ્રી સદ્‌ગુરુની સેવામાં વૃત્તિ રાખવી.

૯ આત્મ નિવેદન—બલીરાજા પ્રભુનો ભક્ત હતો પ્રભુવામનજીનું રૂપ એટલે નાનું રૂપ ધારણ કરી (બ્રાહ્મણનું) બલીરાજા પાસે યાચવા આવ્યા. કે મને સાડાત્રણ ડગલાં જમીન આપો, તો તેમના કહેવા પ્રમાણે બલી રાજાએ સંકલ્પ આપવાનું પ્રભુને કહ્યું. આ વાત શુક્રાચાર્યે જાણી તેમણે બલીરાજાને બહુ સમજાવ્યા પણ માન્યું નહિ. ને સંકલ્પ કરવા તૈયાર થયા. શુક્રાચાર્યે કહ્યું કે એ વિષ્ણુ છે એ બધું પડાવી લેશે એમ ઘણું કહ્યું તો બલીએ કહ્યું કે મારાં એવાં ક્યાંથી ભાગ્ય કે બધું વિષ્ણુને અર્પણ થાય. પછી જ્યારે સંકલ્પ માટે કમંડલમાંથી પાણી આપવા માંડયું. તે વખતે શુક્રાચાર્ય સૂક્ષ્મરૂપ ધરીને નાળચામાં પેઠા, તો દર્ભની સળી નાળચામાં ખોસવાથી શુક્રાચાર્યની એક આંખ ફૂટી ગઇ. ત્રણ પગલાંમાં સ્વર્ગ મૃત્યુ ને

પાતાળ એમ ત્રણેમાં સર્વે લીધું. પછી અર્ધું પગલું બલીરાજાના માથાપર મૂકયું તેથી તે પાતાળમાં ગયા. ભગવાન ૭ માસ પૃથ્વી ઉપર ને ૭ માસ બલીરાજાની પાસે રહે છે. આનું નામ આત્મ નિવેદન.

૨૨ આવી ભકિતનાં ફળ ચાર વિભાગમાં વહેંચી શકાય છે—તે નીચે પ્રમાણે—

૧ સાલોક્ય મુક્તિ; ૨ સામીપ્ય મુક્તિ ૩ સારૂપ્ય મુક્તિ ૪ સાયુજ્ય મુક્તિ,

૧ સાલોક્ય—મુક્તિ આપણા ઉપર હાલ અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે. આપણો રાજા વિલાયતમાં લંડન શહેરમાં રહે છે. તે આપણાથી ઘણા દૂર છે. આપણે કાંઇ અરજ કરવી હોય યા કાંઇ કહેવું હોય તો દૂરને લીધે કાંઇ કહી શકાતું નથી. તેથી એમની પાસે કાંઇ માગવું હોય તો તે પણ અશક્ય છે. તેથી આપણને જે ટાંઇ મળે છે તે ન્યૂન પ્રાપ્ત થાય છે. તે મુજબ ઇશ્વરની પાસેથી પણ ન્યૂન મુક્તિ પ્રાપ્ત થાય છે. ને જોઇએ તેવું સુખ નથી મળતું.

૨ સામીપ્ય મુક્તિ—ઇગ્લાંડના લંડન શહેરમાં મહારાજા પાંચમા જ્યોર્જ રાજ્ય કરે છે. તેમની પાસે જે પ્રજા રહે છે તેમને આપણા કરતાં સારો લાભ મળે છે તેથી તે પ્રજા આપણા કરતાં વધારે સુખી છે. વેપાર રોજગારમાં હુન્નર કળામાં પણ આપણા કરતાં આગળ વધેલા છે, તેથી વૈભવ પણ સારો ભોગવે છે, એ પ્રમાણે પ્રભુની ભક્તિમાં પણ સમજવું આનું નામ સામીપ્ય મુક્તિ.

૩ સારૂપ્ય મુક્તિ—એ ખાસ રાજાના મંત્રી, યુવરાજ માફક સમજવા. તેઓ પોતાનાં રૂપ છે તેઓ અરધા રાજા જેવા છે. રાજ કારભાર તેઓ ચલાવે છે આવી મુક્તિથી પ્રભુમાં એક રૂપ થવાય છે. બીજાઓને આનાં દર્શન દુર્લભ છે.

૪ સાયુજ્ય મુક્તિ—જેમ શંકર, વિષ્ણુ એ પોતાના રૂપમાં જોડાઇ જાય આ પ્રમાણે આત્મ બુદ્ધિ શંકરમાં રાખી ભાવના કરવી તે પાકી થવાથી તેમાં જોડાઈ જાય છે. નિરાકાર બ્રહ્મ એમાં અભેદ ભાવે કેવલ ઉપાધ રહિત થઇ ઉપાસના કરવી. દાખલો—વિષ્ણુએ

શંકરની પૂજા કરી તેમાં દરરોજ સો કમલ ચઢાવતા. એક દિવસ એક કમલ શંકરે ચોરી લીધું તેથી એક ઓછું થયું. તો પોતાનું નેત્ર કાઢી તે કમલને ઠેકાણે ચઢાવ્યું (નેત્ર એક કમલને ઠેકાણે ગણ્યું) તેથી મહાદેવ ખુશી થયા ને એમને સુદર્શન ચક્ર આપ્યું. હતું તેથી શિશુપાળનું મુસ્તક છેદ્યું હતું આવી રીતે પ્રભુમાં પ્રીતિ કરી ભક્તિ કરવી તેથી મુક્તિ થાય છે.

૨૩ ભક્તિ કરવામાં જે નામાપરાધ છે તેનો ત્યાગ કરવો.

**राम नाम सौको कहे, दशरित कहे न कोई, ।**

**एकवार दशरित कहे कोटी यज्ञ फल होय. ॥**

અર્થ—રામચંદ્રજીનું નામ સૌ કોઇ લે છે, પરંતુ હૃદયમાં રહેલા દશ દોષોનો ત્યાગ કરીને કોઇ રામ નામ લેતું નથી. જો કોઇ એ દશ દોષોનો ત્યાગ કરીને એકજ વાર રામનું નામ લેતો કોટી યજ્ઞ કરવાથી જે ફલ પ્રાપ્ત થાય છે તે આ દશ દોષો સહિત થઇ લેતો રામજીનું કરોડો વાર નામ લેવા છતાં પણ કાંઇ ફલ પ્રાપ્ત થતું જોવામાં આવતું નથી. માટે શુદ્ધ અંતઃકરણથી એકજ વાર નામ જપથી પ્રભુ પ્રાપ્ત થાય છે.

દશ દોષો નીચે પ્રમાણે—૧ **सन्निन्दा**—સતપુરુષોની નિંદા, ૨ પોતાના ઇષ્ટ દેવના નામના મહાત્મ્યની વાર્તા અસત્પુરુષો આગળ કહેવી તે. ૩ શ્રી લક્ષ્મીપતિ વિષ્ણુ અને ઇશ—મહાદેવ એ બંનેમાં ભેદ દૃષ્ટિ કરવી તે. ૪ વેદના વચનમાં અશ્રદ્ધાદ અવિશ્વાસ. ૫ ધર્મ શાસ્ત્રના વચન પર અશ્રદ્ધા, ૬ ગુરુ વાક્યપર અશ્રદ્ધા રાખવી તે, ૭ ઇશ્વરના નામ જપનો મહિમા શાસ્ત્રોમાં બતાવ્યો છે તે માત્ર સ્તુતિ વચન ( અર્થવાદ ) વાણી છે. એવી ભ્રાંતિરૂપી દોષ. ૮ શાસ્ત્રે વિધાન કરેલાં કર્મનો ત્યાગ. ૯ શાસ્ત્રે નિષેધ કરેલાં કર્મનું આચરણ, અને ૧૦ શિવ અને વિષ્ણુના નામ જપની તુલ્ય બીજા ( ઇંદ્રાદિ દેવતાનાં ) નામ જપતે કહેવો તે દોષ. કેમકે શિવ અને વિષ્ણુ સમાન કોઇ દેવ નથી. એ પ્રકારના દશ દોષોનો ત્યાગ કરીને ભક્તિ કરવામાં આવે તો ફલીભૂત થાય છે, નહિ તો થતી નથી. ઉલટું તે દોષો મહાન અનર્થને પ્રાપ્ત કરાવે છે.

